# મોટાંમાએની વાત

૪૫૫૯



(૦૧૭)

રચનાર.

કુ. ન. ની કુમપની.



પ્રસીધ કરનાર.

બરજોરજી અરદેશર દાદીનાથા.

(ચાનકના અધીપતી)

વાંકીબોરડી આગળ સુરત.





સને ૧૮૯૦

કીમત ચાર આનાં.



સુરત ખુદાબક્ષ પ્રેસ એમ. જે. પોન્ટવાલા નાણાવટ

# .હેર ખબરો.

## .માં! ચશમાં!! ચશમાં!!!

.તી પથરનાં ચશમાં નંગ ૩ વેચવાનાછે તેમાં એક અંગરેજી .મત રૂ૨૦) તથા બીજો ચીનાઈ બનાવટનો કીમત રૂ૪૦).

.ત રૂ. ની કીમતવાલો રૂપાની, તથા ચાલીસ રૂ. ની કીમતવાલો કુચ ., કમાનમાં જડેલો છે. ચીનાઇ બનાવટનો ચશમો, કુચકડાંની કમાનવા આંખ ઉપર મેલવાથી, ગમે તેવા તડકામાં પણ, જાણે વરસાદની ઝરી પ. હોય એવી થંડક આપેછે.

ત્રીજો ચશમો સાધારણ કાચનો, ખરાં રૂપાની કમાનમાં જડેલો, કીમત જેની કમાન બનાવવા પાછલ રૂ૪) લાગુ થયા છે.

એ ત્રણે ચશમાં શાટાઈ —Short Sighted—આંખોવાલાને ઉપયોગ જોવાના પાવર ત્રણેના જુદા છે.

લેનાર ધણીએ—કુ. જ—ને સરનામે આ **'ચાનક'** ના ... ફેરમાં પુછવુ.

---

**૧૯ મી સદીનો ચમત્કાર—ધાતપુષ્ટ અકસીર દવાની ... ઓ.**

**૧૫) વરસના લાંબા અનુભવ તથા અજમાયશથી ખાતરી કરી** ... પાડીછે

**દવાના ગુણો**—હરેક પ્રકારની નામરદી; ઊંઘમાં, પીશાબમાં અથવા ડે ફરતી વખત ધાતનાં જવાને; ફક્ત ૧) ડબી થી આરામ આપે

વળી દેખીતાં ઢોંગાં પણ નબળાં માણસોને, મીઠી પીસાબના રોગીને, ઉંઘ રનાં માણસોને, તવાયલાં અને નાતવાંન શરીરવાળાઓને; નાલ કોઠાવાલાને ... જેની પાચન શકતી નાશ પામી, અથવા નબળી પડી, ... હોય તેઓને; એવા સર્વે દરદીઓને ઘણી ઝડપથી અસર કરી અંગગ ... શકે છે. ...રીઆથી પીડાતા દરદીઓ માટે અકસીર ઈલાજછે, બાળકોની નબલાઈ માટે કારક, અને મોહાડુ સમારવાની, વસ્તુ છે

બચ્ચાંની વરસોથી બેનસીબ રહેલાં સ્ત્રી પુરૂષોને તો એક આશીરવાદ છે. સ્ત્રીઓનાં છુપાં દરદોને અતી ઉતમ માફક આવતી દવા છે. દવામાં ઝેર, અથવા મારેલી ધાતુ નથી પણ તદન સલામતી ભરેલી ... અને કદ ધારણ ટાંકણી જેવીછે તેથી બચ્ચાંઓ હોંસે હોંસે ...છે.

**ખોરાક**—મોટાં માણસને સવાર સાંજ અકેક ટાંકણી બચ્ચાંને પા ટાંકણી; કાંઈ પાળવાની નથી.

ઝરો ખુલાસાથી શાખવાને ચુકવુ ની.

'મત—ત્રણ ડજન ટાંકણીની ડબી ૧)ના રૂ૩) ... પાલ ખરચ મફત.

...ડલા બનાવનાર તથા વેચનાર. ... નસરવાંનજી

ડોકલ ઓફીસર ઓસપીટલ પુરંધર.

ડી.—આ દવાના વધું, પણ છુપા, ... મોને લખીને પુછ

... ૬૪૩.

# મોટાં માએની વાર્તા.

પપેતીનો દીવસ પુરો થયો હતો અને રાતનો વખત થવા માડયો.

મોટામાએ કે જેમનું નામ સુનાબાઈ હતું તેઓ પોતાના દરીયાઈ મેહલના એક જુના જમાનાના રીત પ્રમાંણે સણગારેલા ઓરડામાં આરમચેર ઉપર બેઠાં હતાં. એક નાજુક, ખુબસુરત, અને ઉચાં કુળના તેઓ વૃધ બાઈ હતા. તેઓએ એક સુંદર સાટીનની કાલી સાડી પેહેરેલી હતી, હાથમાં એક સુંદર રેસમી પાજનો રૂમાલ હતો, પોતાના રેશમજેવા સફેદ બાલની કોર ઉપર હીરાઓની હાર તારાની માફક ચલકયા કરતી હતી, પગમાં હીરાના બકલ જડેલી નાજુક સપાટો હતી; હાથની ઘણીખરી સઘળી આંગલીઓ હીરા માણેક વીગરે જવાહેરોથી જાણે ... લીધેલી હતી.

એજ દરીયાઈ મેહેલમાં આજે તેઓએ પોતાની પપેતીનો દીવસ ગુજાર્યો હતો. એજ જગોએ કાંઇ ડજનબંધ ભાણજાં અને પીતરાઈઓ એક ખુશી ભરેલુ બાહાદશાઈ ખાનુ ખાઇ ઉઠયાં હતાં; વધ્યું સધ્યું ગરીબ ગુરબાંઓને વેંચી આપ્યું; અને હવે વરસાદની ઝરી સાથે ઝળ ઝળું થયું હતું તેથી, મોટાંમાએ આતશનુ એક સુંદર આફરગાનીયું પોતાની મોટી ખુરશી આગલ મુકીને તે આગળ બેઠાં હતાં અને તેમની આસપાસ નાંનાં છોકરાંઓનું એક સુખવાશી ટોળું વીંટલાઇ રહ્યું હતું.

શીરીન મોટાંમાએની પ્યારી પૌત્રી, (છોકરીની છોકરી) તેમના પગ નીચે સુંદર ગાદી મુકીને બોલી ઉઠી: " મોટામાએ, હવે આપણી વાત ?"

"તમે જાણોછોકે પપેતીની રાતના એક વાત કહી સંભલાવવાનું તમે અમોને વચન આપ્યુંછે."

"અને એક નવાઈ જેવીવાત બોલવા માડો, મોટામાએ," તેહમીના, મોટામાએની પ્યારી દોહીત્રી (છોકરીની છોકરી), પોતાની ખુરશી આગલ ખેંચીને ઝીણાં સ્વરથી બોલી.

મોટાંમાએ પોતાનો સોનાનો ચશમો ઉતાર્યો, અને સંભાલથી બાજુ ઉપર મુકયો.

"એક વાત ? હા, એકવાત કહી સંભલાવવાનું મેં તમોને વચનતો આપ્યુંછે;" મોટાંમાએ બોલ્યાં, "પણ, મારી પ્યારી છોકરીઓ, હું વીચારી નથી શકતી કે શું વાત કરૂં."

"હા, મોટાંમાએ, તમારે જરૂર એક વાત કરવીજ જોઈએ."

મોટાબાવા રૂસતમજી, જેઓ સાંમે બેઠાં ન્યુસ વાંચતા હતા, હસી પડયા.

"એક વાતછે જો તમારી ખુશીમાં આવેતો એમને કહી શંભળાવો," મોટાબાવા બોલ્યા.

મોટાંમાએ ધીમેથી ડોકું ધુનાવ્યું અને કહ્યું "હા તેજ વાત એ લોકોને કહી સંભલાવવાનો મારો વીચારછે એ વાત છોકરાંઓએ કદી સાંભળી નથી તે હવે સાંભળશે."

મોટાંમાએ વાત સરૂકીધી "આગલ એક વખત ઉપર એક ઘણીજ ખુબસુરત જુવાંન બાનુરી હતી. તેનુ નાભ ગુલનાર હતું. તેણી ઘણીજ ખુબસુરત હતી, ખરેખર એક ગોરી ગોરી મડમ, ગુલાબ અને ગલગોટા જેવા ખીલતા ચેહેરાની, નવાઈ જેવી ભુરી આંખો અને ચળકતા રાતા સોનેરી બાલ સાથે."

તેણી તમારા જેવીજ ખુબસુરત હશે, નહીં મોટાંમાએ!" શીરીન અને તેહમીના ઉતાવલમાં બોલી ઉઠયાં.

...નાં છોકરાં! મને વાતમાં હરકત કરશો તો હું વાત બંધ
ખુબસુરત, અને તે સાથે ઘણીજ પતરાજીખોર અને લોભી
...દગારે જે બખશેશ કીધી હતી તેપર તે સંતોશ પકડતી નહીં પણ
...દપકો, અને કીમતી જવાહેર અને સારા પોશાક તેણી ચાહાતી હતી.
...ણી ચીજો, તેણીની માએ, જોકે સાધારણ સ્થીતીની એક વીધવા હતી, તે
...ના શકે; પણ ગુલનાર, જે પોતાની અની ઉતમ ખુબસુરતી અને ગુણ ઊપર
હતી, તે પોતાના લગનથી પોતાની મુરાદ હાંસલ કરવાના વીચારમાં હતી.

"એ પ્રમાણે બાહાર ફરતી હરતી હોવાથી, તેણીએ ઘણાં મરદોનુ ધ્યાન પોતા તરફ ખેંચ્યું હતું; કોઇ ગરીબ આદમીને તો બીલકુલ કાંઇ દેતીજ નહીં. એટલુંછતાં પણ તેણીની ખુબશુરતીને લીધે તેણીના ઘણાં વખાંણ થતા અને ઘણે સારે ઘેરથી માંગાં આવતાં; પણ તેણી કોઈની માંગણી સ્વીકારતી નહીં. આ નાદાન અને મગરૂર કુમારીકાની આગલ અકલમંદ અને ખાંનદાંની આદમીઓનુ કશું ચાલ્યું નહી.

"એટલું છતાં પણ, તેણીનુ નસીબ ખુલવાનો વખત આવી લાગ્યો, એક વેપારી ચીનથી અશંખ્ય દોલત કમાઈને આવ્યો. જે પ્રમાણે ગુલનારે પોતાને જોનારાના દીલ લુટી લીધાં હતાં, તેજ પ્રમાણે તેણીના ખુબસુરત ચેહેરાએ આ ચીનાઈ વેપારીને જંજીરમાં ફસાવ્યો, અને તેણે તેણીની ઉપર પોતાનો પ્યાર દોડાવ્યો; તે વેપારી, પુરાં ત્રણકુંડી વરસનો. ચામડીની કરચલી વલી ગયલી અને પીલો દેડકાં જેવો થઈ રહેલો હતો. જયારે ગુલનાર એક ગુલછડીના તાજા છોડ જેવી જુવાંનીમાં ભરપુર ખીલી રહી હતી.

"એટલુંછતાં પણ તેણીએ તે વૃધ વેપારીને કબુલ કીધો—કબુલ કીધો એટલુંજ નહી પણ તેની હકદાર બઈરી થવાને વચન આપ્યું, અગર જો તેણી તેનો ચેહેરો જોવાને પણ ખુશી નહીં હતી.

"તેણીના ભવીષ્યના ધણીએ એક કીમતી હીરાની વીટી તેણીને પેહેરાવી, ઘણીજ કીમતી બખશીશો કીધી, અને સારે લગનનો દીવસ પણ નકી કીધો,

"તુરતજ ગુલનાર પોતાની એક મામાની મુલાકાતે જવા નીકલી, અને રસ્તામાં તેણીને ભયંકાર અકસ્માત થયો. જે ગાડીમાં બેસીને તેણી ગઈ તે ગાડીના ઘોડા ચોંકયાં, એક ગટરમાં તેણીની ગાડી ઊંધી વળી, અને તે જગાએ એક મુડદાની માફક ગુલનાર જમીન ઉપર પડી.

"એક જુવાન સરજન (શસ્ત્રવૈદ) જેકે તે જગ્યાની નજદીકમાં રેહતો હતો તે આવીને દયાને ખાતર તેણીને પોતાને ઘેર પોતાની મા આગલ લઈ ગયો, તેણીના ભાગેલા અવ્યવો સાંધ્યા, અને મલમપટો કીધો. આ સઘલો વખત બીચારી ગુલનાર બેહોશ પડેલી હતી. તેણીની કેવી બરદાસ્ત એક અનજાણો સખ્સ કરેછે તેનુ તેણીને કશું ભાંન હતું નહીં એક વખત જયારે પેલો સરજન તેણીની માવજત કરીને તેણીના બીછાંનાં આગલ તેણીનો હાથ પોતાના હાથમાં ઝાલી બેઠો હતો તેવામાં તેણી એકાએક સુધીમાં આવી, તેવીજ તેણીની નજર પેલા જુવાંન સરજન ઉપર પડી, ત્યાંને ત્યાંજ, અને તેજ ક્ષણે ગુલનાર પેલા સરજન સાથે પ્યારમાં પડી.

"શું ગુલનાર એક બેવકુફ છોકરી નહીં હતી, છોકરીઓ?" મોટાબાવા પોતાના ન્યુસમાં જોતા જોતા હસ્યા.

મોટામાએને પણ તેથી હસવું આવ્યું, પણ તેમની આંખો આંસુથી ગરકાવ થઈ ગઈ હતી.

મોટાંમાએ વાત આગલ ચલાવી, "નહી. તે વખતે ગુલનાર અકલની હદમાં હતી, પણ પેલા સરજનનો ચેહેરો તેણીએ કદી નહીં જોયલો એવો અમીરી હતો. તેણી તેની સાથે પ્યારમાં

પડી, અને થોડોક વખતપછી, કદાચ, દયાને લીધે, તે સરજન પણ તેણીને ચાહાવા લાગ્યો, અને એથી એમ બન્યુંકે, જયારે ગુલનાર સાજી થઈ અને પોતાની માને ઘેર ગઈ, ત્યારે તે જુવાંન સરજન તેણીની સાથે ગયો, અને તેણીએ તે જગ્યાયે જુવાંન સરજનની હકદાર બઈરી થવાને કબુલ કીધું.

"તે સરજન તુરતનો પાસ થયલો, પોતાના ધંધા ઉપર ભવીષ્યની આશા શીવાય તેની પાસે એક પઈસાની થાપણ નહીં હતી! પણ ખરેખર તે સરજન ઊપર ગુલનારનો એટલો તો પ્યાર હતોકે તેને ખાતર તેણીએ દોલત મેલવવાનો ખ્યાલ ખુશીથી છોડી દીધો.

"એ પ્રમાણે, પોતાની સુંદર આંગલી ઉપરથી પેલા ચીનાઈ વેપારીની પેહરાવેલી વીંટી કાડીનાખી, અને તેની સાથનુ વચન ભંગ કીધું; અને એક ખુસનુમાં વસંન પંચમીને સુભ દીવસે પેલા જુવાંન સરજન સાથે લગ્નની ક્રીયા સીધ કીધી કે જેને તેણી ખરાં જીગરથી ચાહાતી હતી.

ગુલનાર પાસે પોતાનો ગુલાબી ચેહરો અને તારા જેવી આંખો અને રાતા સોનેરી બાલ શીવાય રીતમાં આપેલું કશું હતું નહી, અને તેણીના ધણી જમશેદજીએ ઘરેણાંમાં પોતાનો એક પુરો પ્રમાણીક ધંધો દેખાડી દીધો હતો. તેઓએ કોઈ અનજાંણી ભુમી ઉપર પોતાનું નશીબ અજમાવવાનો વીચાર કીધો.

"વકીલો, બેરીસ્ટરો અને ડાકટરોને પાસ થઈને બાહાર પડયા પછી ઘણો લાંબો વખત સુધી સારી કમાંણી થતી નથી, પણ જેમ જેમ વખત જાયછે તેમ તેમ તેઓ લોકપ્રીય થતા જાયછે, અને જ્યારે પ્રમાંણીકપણાંથી લોકોનો વીશ્વાસ મેલવેછે ત્યારે તેમની ઉપર લક્ષ મીઆઈની પુરતી મહેરબાંની થાયછે; પણ ગુલનાર, દોલતની અતી લોભી ગુલનાર, આખરે પોતાનો લોભી સ્વભાવ ભુલી ગઈ નહીં; તેણીના દીલમાં એવું હતું કે, જેવો તેણીનો ધણી ધંધે લાગશે કે લાગલો લક્ષાપતી અને કરોડપતી થઈ જશે તેણી, પોતાના લગ્ન પછીના, દીવસ ગણવા લાગી, અને તેણીના જુવાંન અને ખુબસુરત ધણીની કમાઈ, પોતાને લક્ષાપતી કહેવડાવે એટલીતો શું, પણ, સારા ભપકાથી ફરવા હરવાને શકતીવાંન કરે તેટલીબી તેણીની આગલ નીવડી નહીં. તેણીએ આશામાં દોહડ વરસ ગુજાર્યું; પણ હવે તેણી વધુ વખત સબુરી રાખી શકી નહીં. તેણીના લોભી [illegible] તેણીની ઉપર સરદારી મેળવી, અને તેણીને પઈસા અને દોલતના વીચારમાં અરધી દીવાંની બનાવી મુકી.

"સરજન જમશેદજી, ઘણોજ પ્રમાણીક અને પોતાના ધંધામાં કાબેલ નર હતો; તેની ખાતરી હતી કે ત્રણ ચાર વરસ પછી તેની હાલત ફેરવાઈ જશે, પણ તેની પ્યારીએ, ઉતાવળ, અધીરાઈ અને લોભના આવેશમાં, તેમના પોતાના સુખમાં, દુખ ઉભુ કરવાના રસ્તા લીધા.

"સપટેમબર મહીનાનો એક ઉદાસી ભરેલો દીવસ—તે દીવસ તે નવરોજનો સુભ દીવસ હતો, અને તેણીના લગ્ન પછી દોહડ વરસને સુમારે—આપણી સુંદર ગુલનાર એક નાઘલાં ઘરમાં બેઠેલી છે, પોતાની પાસે એક નેતરનું પારણું, અને તેમાં બે નાઘલાં બચ્ચાં—એક છોકરો અને છોકરી જોડ જણેલાં-તેણીના પોતાનાં છોકરાં, આસરે ત્રણ મહીનાની ઉમરના હતાં.

"ગાલમાં ખાડાવાલાં નાના બચ્ચાં, કે તેણીની માતાએ મગરૂર થવું જોઈએ; પણ ગુલનારને નવરોજ તથા પપેતીના દીવસ શીવાય બીજું કશું સુજતું નહીં હતું.

"તેણી જરાક સાદા પોશાકમાં બેઠેલી હતી. તેણીના રાતા સોનેરી બાલ વીખરાઈ ગયલા હતા, અને અસંતોશનાં વાદળાએ તેણીના ખુબસુરત ભવાં ફેરવી નાખ્યાં હતાં.

"તેણી એક પગ જમીન ઉપર જોરથી અફાળીને બડબડવા લાગી, 'આ પ્રમાંણે બે દુકતાઓની વેઠમાં વીંટળાઈ રહેવું ! આ ઘણુંજ ખરાબ છે ! મારે એક ગુલામની માફક રાતને દહાડો મેહનત કરવી, અને એક અઠવાડીયું પણ મોજ શોખને સારૂ મળે નહીં. જમશેદજી, તમે જાણોછો કે મેં મારે પેર જઈને પપેતી કરવાનો વીચાર રાખ્યો છે.'

"પોતાના કાંમમાંથી ઊંચું જોઈને તેણીના ધણીએ આસ્તે રહીને જવાબ દીધો, 'મારી પ્યારી, હું કબુલ છઉં; પણ મે તને કહેલુંછે કે, હમણાં મારેથી બાહાર નીકળી શકાશે નહીં. વલી, ગુલ, હું દલગીર છું કે મારા હાથ ઉપર નાણાંની જોગવાઈ નથી.'

"અરે, હા, હું જ્યારે કાંઈ માંગુછું ત્યારે મારે નામેજ તમોને આંકરાં આવે છે!' જુવાંન બઈરીએ જવાબ દીધો. 'મારા પોતાના થોડાએક પઈસા હતા, કે જે મારાં માએ મારે સારૂં બેંકમાં મુકેલા, અને તેને પણ હાથ લગાડવાની મને રજા નહીં. સારૂં ઘણું સારૂં હું સમજાંછું કે આ એક જુલમછે!'.

"તેણીના ધણીનુ મોહડું ઉતરી ગયું, તેણે પોતાના હોઠ કરડ્યા, પણ તેણે પોતાનો જુસો દબાવી રાખ્યો.

"જમશેદજી પોતાની જગ્યાપરથી ઉઠ્યા અને તેણીની પાસે ગયા, પોતાની પ્યારીને બગલમાં લઈને તેઓ બોલ્યા, 'મારા જાન, આ તમોને જુલમ જેવું લાગેછે; પણ એ સઘળું તમે ધીરે ધીરે સમજશો. મારી પ્યારી ગુલ, તમારે થોડો વખત સબુરીથી થોભવું જોઈએ, અને તમારા ધણી ઉપર વીશ્વાસ રાખવો જોઈએ. હાલમાં, તમે અને હું પોતે, અને આપણાં છોકરાં ભપકાથી પપેતી ગુજારી શકતાં નથી તોપણ આપણે શુકર ગુજારીથી ખુશીમાં એ સુભ દીવસ ગુજારવો જોઈએ.

"એટલું કહેતાંમાંજ તેણીએ આંસુના વરસાદ વરસાવ્યા, અને પોતાના દીલ ઉપરથી, પોતાના ધણીનો હાથ ઝટકી નાખ્યો.

"'શુકર ગુજારીથી દીવસ ગુજારવો જોઈએ, ખરેખર!' તેણી કઠોર સાદે બોલી. 'હમણાં બધું મારે શુકર ગુજારવા જેવુંજછે, નહીં વારૂ?'

"તેણીએ આગલ બોલવા માડયું, 'તમારે એ રીતે મારી સામાં જોવું જોઈએ નહીં; જે બોલુંછું તે હું સારી પેઠે સમજાંછું. મારાં જેવી એક બઈરી આવી એક ઉજડ જગામાં જાનવરોને રહેવા લાયક એક ઝુંપડામાં રહીને, અને ગુલાંમની માફક મેહેનત કરીને, અને જુવાંની અને ખુબસુરતી ધસી પીસી નાખીને સંતોશમાં રહે એવી આશાતો તમારે રાખવીજ નહીં જોઈએ—હું, કેજે આ જમીન ઉપર સર્વથી તવંગર બઈરી થઈ હોત; અને બે આમન સામન દુકતાં—એ બન્ને રાતને દહાડો મારી સુધ બુધ થાકવી નાખેછે! અરે, હા, હું શુકર ગુજારીશ! હું એ બન્નેની પીડા પતાવીનેજ સુકર ગુજારીશ!"

"તેણીનો ધણી એકદમ ઉભો થયો, તેનો ચેહરો ફીકો અને નીરદય થઈ ગયો. તેણીના વીચાર વગરના તોછડા શબ્દોથી તેનુ દીલ ભીતર સુધી વીંધાઈ ગયું.

"કદાચ તમે મારી પણ પીડા પતાવીને શુકર ગુજારશો, ગુલનાર?' તે બોલ્યો.

"તેણી બે ફીકરાઈથી હસી.

"'હું પાછી છુટી થઈને શુકર ગુજારીશ,' તેણીએ જવાબ દીધો—'એકવાર ફરીથી મારી ખુશી પ્રમાણેનુ શોધવાને છુટી. દોલત છોડીને કંગાળીયત પસંદ કીધી તે પ્રમાણે હવે હું કદી પણ એવકુફ થઈશ નહીં.

"તેણીના ધણીનો આ વખતે ઉતરી ગયલો અને દલગીરી ભરેલો ચેહરો ગુલનારે જોયો તે આવતી જીંદગીમાં તેણી કદી પણ ભુલી ગઈ નહીં; પણ તે એક શબ્દ બોલ્યો નહી. તેણે પોતાની પાઘડી લીધી અને ઓરડો છોડી ચાલ્યો.

"એક ક્ષણમાં તેણી સમજી કે કેવા અવિચારથી જે મોડાને ભાવ્યું તે તેણી બોલી હતી, અને પોતાના એવકુફી ભરેલા શબ્દોનો ઘણોજ પસતાવો કીધો. પોતાના ધણીનુ નામ પોકારતી તે બારણાં તરફ દોડી તેણે કશો જવાબ દીધો નહીં, ત્યારે તેણી ઘરમાંથી એક શાલ પોતાનાં ખભાં ઉપર નાખતી કે ગલીના નાકા સુધી તેની પુઠે દોડી; થોડાક ગજને તફાવતે તેણીએ પોતાના ધણીને જોયો, અને ફરીથી બુમો પાડી, પણ તે કશોપણ જવાબ દીધા વગર ચાલ્યો ગયો.

"તેણીના મગરૂર દીલમાં પુશકલ ઘભરાટ થયો, અને તેણી કોઈપણ દીવસે નહીં રડી હશે એટલાં નવધાર આંસુથી ભરેલી આંખે આંધળી જેવી પાછી ઘેર આવી.

"'જો તે મારી સાથે નથી બોલતો, તો તેને જવાદો' એમ બોલતી તેણી રાંધણીમાં પેઠી.

"ઘરનો નોકર ઓખારથી માંદો પડેલો હતો, રાંધણીમાં સઘળું રપુચકર થઈ રહેલું હતું, કોઈ ચીજ કયાં તો કોઈ કયાં પડેલી હતી, અને ઘરનુ સઘળું કાંમ ગુલનારને માથે પડ્યું. તેણીએ પોતાના ધણીને જે હેવાનીયત ભરેલાં શબ્દો વાપરયા હતા તે પોતાની ભુલ સુધારવાને સારૂં તે બહુ આતુર થઈ, અને એકદમ મેહેનત લઈને ઘરમાં સઘળું ઠીક ઠાક કીધું; અને પોતાનો ધણી પાછો આવશે તેને માટે ઘણુંજ સારૂં ભોજન તઈયાર કરવાને બપોર સુધી કાંમમાં રોકાઈ.

"ઘરનુ કાંમ પુરૂં કરીને છોકરાંઓ સુતાં હતાં તે ઓરડામાં દોડી ગઈ, એવા વીચારથી કે હવે તેમનો ઉઠવાનો વખત થયોછે. પારણું જે ખુણાંમાં હતું ત્યાં એમનુ એમ પડેલું હતું, પણ તેમાં છોકરાંઓ મળે નહીં.

"આ બનાવ જોતાંની સાથેજ જાણે તેણીને બંદુકની ગોળી વાગી હોય તે પ્રમાણે તે બેભાંન થઈને એક પાસેની ખુરશી ઉપર પડી. તેણીનાં પ્યારાં બચ્ચાં ગયાં? આ વખતે તેણીને કેવું લાગ્યું તેનો ખ્યાલ તેણીને આગલ કદી આવેલો નહીં.

"કેટલીક મીનીટ સુધીતો તેણી બે બાકળી અને આંધરીની માફક ખુરશી ઉપર પડી રહી, અને પછી તે એકદમ ચોંકીને ઉઠી અને એક મોટી ચીસ પાડી.

"'હું મારાં છોકરાંઓને સોધી કાડીશ?' તેણી મોટેથી બુમપાડી બોલી, અને ઘરમાં દોડી, એવકુફીથી ઘરનાં ખુણેખુણાં ખોળીવલી, પણ, અલબત, ત્યાંથી છોકરાંની કશી નીશાંન વફીક મળી નહીં.

"હવે તેણી ઘરમાંથી બાહાર નીકળી, અને છોકરાંઓને સોધવાના આમતેમ નકાંમાં ફાંફાં મારવા લાગી. નજદીક રાત પડવા આવી, અને જેમ જેમ વખત ચાલવા માડયો તેમ તેમ વરસાદનુ તોફાંન વધવા લાગ્યું. એક દીવાંના આદમીની માફક તેણી દુખથી પોતાનાં

હાથ અફાળતી આમ તેમ દોડીને થાકી.

"'હું બોલી હતી કે બન્ને છોકરાંઓની પીડા પતાવીને શુકર ગુજારીશ, અને ખોદાએ મારા બોલેલા બોલો પ્રમાણે કીધું?' તેણીએ દુખ ભરેલો અવાજ કાડયો. 'તે ફીરતારે મારી પાસેથી મારાં છોકરાં લઈ લીધાં! જયારે જમશેદજી આવશે અને જોશે કે છોકરાં ગયાં ત્યારે તે શું કેહશે?'

"બીહામની અંધારી રાત વધવા માડી પણ તેણીનો ધણી પાછો ફર્યો નહીં ત્રાસ દાયક બીક તે માતાના દીલમાં પેવશ થઈ શું તેણીનો ધણી આ છોકરાંઓને લઈ ગયો હતો?

"પોતાના ધણીને બેસવાની ખાલી ખુરશી અને છોકરાંઓનુ પારણું જોઈ જોઈ તે રડતી, વરસાદ અને પવનના અવાજો વચે તેણી ધ્રુજતી, એક સવડીની પાસે દબાઈને પડી રહી.

"'અરે ખોદા! મારો ધણી અને છોકરાં મને પાછાં આપ, અને હવે એવું કદી હું કરીશ નહી.'

"પણ ફકત વરસાદ અને પવન શીવાય તેણીનુ બોલવું સાંભલે તેવું તે જગ્યાએ કોઈ હતું નહીં.

"કલાક ઉપર કલાક ઠોકાવા લાગ્યા અને આખરે બારના ટકોરા સાથે મધરાત થઈ!

"ગરીબ બીચારી ગુલનાર આ જુદાઈનુ દુખ ખમી શકી નહીં. તેણી ઉઠી. એક સાડી દીલ ઉપર નાખી, ઘરમાંથી બાહાર નીકળી, અને આગળ ચાલવા માડયું. સાંમો પવન તેણીને પાછી હઠાવે, વરસાદે તેણીને ભીંજવી નાંખી. પણ જ્યાં સુધી તેણીની દુખી આંખે અજવાળું જોયું ત્યાંસુધી તેણીએ બાકીની રાત આમ તેમ શોધ કરવામાં તરફડીયાં માર્યાં.

"સવાર પડતાંની સાથે રેલવે સ્ટેસન તરફ તેણીએ ચાલવા માડયું. એક ત્રેન ઉપડી જવાની તઈયારીમાં હતી, એક લાંબી ત્રેન, ચકચકતી ગાડીઓ ઉદયોગી અને સુખી આદમીઓથી ભરેલી હતી. તે ત્રેનની સામાં તેણીએ નજર ફેંકી એટલામાં તીક્ષણ સીસોટી વાગી, અને ફુંફારા મારતું એનજીન હાલવા લાગ્યું, અને તેમાં એક ઉદાસ ચેહરા ઉપર દુરથી તેણીની નજર પડી. તે તેણીનો ધણી હતો.

"તેણીએ એક મોટીચીસ પાડી, પણ પઇડાંના ગગડાટ વચે કોઈએ સાંભળ્યું નહીં.

"'અરે, મારા પ્યારા જમશેદ, મને માફ કર, અને પાછો આવ!'"

"તેણે સાંભળ્યું નહીં; ટ્રેન વીજળીની માફક દોડી ગઈ, અને તેણીનો ધણી ગયો."

શીરીન વાત સાંભળતી હતી તે રડી પડી, અને મોટાબાવા દુર બેઠેલા હતા તેમની આંખોમાં આંસુ આવ્યાં તેથી તેઓએ ચશમો ઉતારીને પોતાની આંખો લુછી.

"તે ગયો" મોટાંમાએ બોલવા માડયું, "અને ગુલનાર એકલી ઉભી રહી, આ દીવસ તે પપેતીની બાંમદાદ હતી ને પુર્વમાંથી રાતો ચળકતો સુરજ દેખાવા લાગ્યો. ખોદાએ તેણીના બોલવા પ્રમાણે કીધું!

"જયારે ટ્રેન તેણીની નજર આગલથી દુર થઈ ત્યારે તે પાછી પોતાના ઉજડ ઘેરમાં આવી; બીજું તેણી શું કરી શકે? તે શેહેરમાંથી કોઇપણ તેણીનાં છોકરાંની ખબર આપી શકયું નહીં.

"પપેતીની સવાર પડી, અને પેહેલાજ ટપાલમાં તેણીના ધણીનુ કાગળ આવ્યું તે ઘણુંજ ટુંકમાં હતું.

**"મારી પ્યારી ગુલનાર,**—મેં એક મોટી ભુલે કીધી કે જે હું ઘણીજ પાછલથી જોઉછું; મારે તમારી સાથે કદી પરણવું નહીં જોઈતું હતું. તમે એક ગરીબ આદમીની બાઈરી થવાને લાયક નથી. પણ મેં તો તમારી ઉપર ખરેખરો પ્યાર રાખ્યો? અને મેં તમોને સુખી કરવાની આશા રાખી હતી. પણ મારી આશાનો તમે છેંડા લાવ્યાં; હું તમારી આગલ પાછો આવી શકતો નથી. જ્યાં ખોદાએ ધાર્યું હશે ત્યાં હું જાઉછું—જો દોલત મેલવવામાં હું ફતેહ પામીશ, તો હું પાછો ફરીશ; અગર નહીં તો તમે મને પાછો જોઈ શકવાના નથી. બન્ને વાતે હું તમોને છુટાં કરૂંછું, ગુલનાર છોકરાંઓ મારી માને સોંપજો; મારી મા મારાં છોકરાંઓની સંભાલ લેશે, અને તમે, ચાહ્યું હતું તેમ, મારેથી અને છોકરાંઓથી છુટાં થશો.

"જે મારૂં રોજસાજ બચાવીને એકઠું કીધેલુંછે તે તમારા અખત્યારમાં સોપુંછું. હું તમોને કેહવાને દલગીરછુંકે તમારા પૈસા—તમારી મા તરફની તમને મલેલી બખશેશ—જે બેંકમાં અનામત મુકેલા હતા તે બેંક છ મહીના ઉપર બાંગી ગઈછે. મેં ધાર્યું કે તમારા ડુબેલા પૈસા હું મારી પોતાની કમાઈનાંથી પાછા મેલવી આપું ત્યાં સુધી મારે એ વાત તમારેથી છુપી રાખવી, પણ એ સઘળા મારા વીચાર તમારી આગલ નકામા ગયાછે.

"ગુલનાર. તમોને ગમેતો મને ભુલી જજો, અને મેં સારી રીતે તમોને ચાહ્યાં, તેમાં મેં ટાલપણ તો કીધુંજ નથી, પણ તે વાતની મને માફ કરજો.

**જમસેદ"**

"આ તેણીના ધણીનો કાગલ હતો" મોટાંમાએ વાત આગલ ચલાવી, જે ગુલનાર હાથમાં જુકર ગુજરીને દીવસે આવ્યો. તે તેણીએ આખો વાંચ્યો. 'છોકરાંઓ મારી માને સોંપજો,' તેણી ફરીથી ખોખરા સાદે બોલી: 'તે મને ફરમાવેછેકે તેમને મારી માને સોંપું? ત્યારે મારો ધણીનો છોકરાંઓને લઈ ગયોજ નથી? ત્યારે કોણ લઈ ગયું? અરે રેહેમી કીરતાર, મારાં છોકરાં ક્યાંછે?

"તેણીએ સવાલ પુછ્યો તે નકામો; અઠવાડીયાં અને મહીનાઓ સુધી તેણી શોધ કરીને થાકી તે નકામુંજ; એક નીશાંની નહીં. જરા નામ નીશાંન પણ નહીં, પોતાના ખોવાયલાં છોકરાંની બાબદમાં જરા પતો પણ નહીં મલે. ખુદરતી શકતીએજ જાણે નાબુદ કરી નાખ્યાં; અને કયા મુલકમાં તે છોકરાંનો બાપ રખડેછે તે વીશેના સમાચારની લખેલી એક લીટી પણ તેણીને મલી નહીં. ગરીબ બીચારી ગુલનાર, તારા ગુનાહની સીક્ષા તારા ઉપર ઘણી જલદીથી પડી?

"પાંચ વરસ પુરાં થયાં," મોટાંમાએ આગલ બોલવા માંડ્યું: "છાતી ફાડીનાખે એવાં પાંચ વરસ, સદાના ચાલ્યાં ગયાં, અને આ સઘળો વખત સુધી ગુલનારે પોતાના ધણી અથવા છોકરાંની બાબદમાં એક શબ્દ પણ શાંભલ્યો નહીં.

ઓહો, મોટાંમાએ, પાંચ વરસ?

"પાંચ વરસ, મારાં પ્યારાં છોકરાંઓ—એક લાંબો વખત; પણ તેણીએ ફક્ત આશામાં ને આશામાં એ સઘળો વખત ગુજાર્યો. તેણી પોતાના ધણીના ધંધા અરથે પરદેશ ગઈહતી ત્યાંથી હવે પોતાની માને ઘેર આવી રહી હતી; તેણીની મા મરી ગઈ હતી. અને ગુલનાર એકલી એક દાસી સાથે રહેતી હતી. દોલતનો જે તેણીને અતીશય લોભ હતો તે હવે તેણીના હાથમાં પુશકળ મલી: તેણીનો મામો મરી ગયો હતો, અને તે ગુલનારને મોટો વારસો આપી ગયો હતો. અફશોશ? આ દોલત તેણીને શું કાંમની હતી? પોતાના ધણી અને છોકરાંની

સાથે રહીને વગર દોલતે પણ જે સુખવાસી છીંદગી તેણીએ ગુજારી હતી, તે નાબુદ થયલા વખતના જેવો એક કલાક પાછો મેલવવાને સારૂં પોતાની સઘળી દોલતનો ભોગ આપે, અને પોતાની દરરોજની રોટલી પેદા કરવાને સાઇ રાત અને દીવસ મેહેનત કરવાનુ પસંદ કરે એવું તેણીને લાગતું હતું.

શું ગુલનારના વીચાર ખરેખરા હતા? કે તેણી ઉપરથી આ પ્રમાણે ચાહાતી હતી અને ભીતરમાં તેણીનો જીવ પ્રથમના જેવો લોભી હતો. ના, મારાં પ્યારાં છોકરાંઓ, તેણીએ આ વખતે, ખરૂં શું છે અને ખોટું શું છે. તે બરાબર અને ખાતરી લાયક સમજી લીધું હતું. હવેજ તેણીની ખાતરી થઈકે, પોતાના પ્યારા ધણી અને છોકરાંની સાથે રહીને, વગર દોલતે જે દીવસો ગુજાર્યા હતા, તે આ વખત કરતાં ઘણાં સુખવાસી હતા, કે, અગરજો, તે વખતે તેણી કેટલાં સુખમાંછે તે, તેણીના દોલત મેળવવાના લોભી વીચારને લીધે, તેણી સમજી શકી નહીં હતી.

મારાં પ્યારાં છોકરાંઓ, હવે તમે ધ્યાંન દઈને આગળ સાંભળો, મોટાંમાએ વાત આગલ ચલાવી.

"એક શીયાળાની સાંજના, તેણી પોતાના ઘેરમાં એકલી બેઠી હતી, આગલા દીવસો યાદ કરતી હતી; તેણીના નોકરે એક ચીઠી આપી અને કહ્યુંકે, ચીઠી લાવનાર શખ્સ નીચે ગાડીમાં બેઠો તમારા જવાબની રાહા જોયછે.

"ગુલનારે તે ચીઠી ખોલી જોતાં ફકત એકજ લીટી લખેલી માલમ પડી. 'જો તમારાં છોકરાં વીશે તમે શાંભળવાને ચાહાતાં હોઓતો એકદમ મારી પાસે આવો.'

"એકપળ પણ ખોટી થયા વગર, શીયાળાના ઠંડા પવનમાં, પોતાના શેહેરથી ઘણે દુર એક કશબો હતો ત્યાં તેણી ગઈ, અને, એક શોકાતુર મોટાં ઘરની સીડી ઉપર ચઢીને અંદર દાખલ થઈ.

"એક ઝાંખી રોશનીવાળા ઓરડામાં એક બુઢો માણુસ મરવા પડેલો હતો. એક નીર્દય ચેહરા ઉપર નજર પડી, અને ગુલનારે તેને ઓળખ્યો; એ માણુસ તે તેજ હતોકે જે બુઢા ચીનાઈ વેપારીની સાથે દોલતને ખાતર પરણવાનુ વચન ગુલનારે આપ્યું હતું, અને પાછલથી દોલતને બદલે ખરા પ્યાર સાથે પરણવાનુ પસંદ કરીને, તે બુઢા ચીનાઈ વેપારીને આપેલું વચન ભંગ કીધું હતું.

"જેવી ગુલનાર પેલાના મોતના બીછાનાં આગળ ગઈ કે પેલાએ પોતાની લોપણવળી ગયેલી આંખો ખોલી.

" 'તમે મને ઓળખોછો, ખુબસુરત ગુલનાર? આ, હા, હું જોઊંછું કે તમે મને ઓળખોછોજ? પણ તમોને કદીબી ખ્યાલ નહી આવ્યો હોય કે, તમારાં, તમારાં છોકરાંઓ મેં ચોરયાંછે; હું કહુંછુંકે હુંજ તમારાં બન્ને છોકરાં ચોરી ગયોછું. જયારે તમે મને ખોટું વચન આપીને ઠગી ગયાં અને એક ભીખારી આદમી સાથે પરણ્યાં ત્યારે મેં માઇ વેર લેવાના કશમ ખાધા હતા, તે મારા કશમ મેં પાલ્યા—તમારાં જોડીયાં છોકરાં ચોરી ગયો? અરે તમે આ સાંભળી ધ્રુજોછો—હા, હું તમારાં છોકરાં લઈ ગયો.'

" 'તેઓ કયાંછે? અરે, ખોદાને નામે, તમોને કાલાવાલા કરીને કહુંછું, મને કહીદો,' ગુલનારે વીનંતી કરી. 'જુઓ મને કેટલું લાગતું હશે તેનો તમેજ વીચાર કરો?—'

"પેલો વેપારી ખાટલે પડયો પડયો હસ્યો.

'"લાગતું હશે? મને પણ નહીં લાગતું હશે? જુવાંન આદમીને જેટલી બઈરી વાહાલીછે તેટલીજ ઘરડા આદમીને પણ વાહાલીછે. હું તમોને ચાહાતો હતો, ગુલનાર, અને તમોને કેમ મારી દયા આવી નહીં. હવે મારેપણ તમારા ઊપર કશી દયા કરવી જોઈએ નહી. મેં તમારાં છોકરાં ચોરયાંછે. તમારી મોતની ઘડી સુધી પણ તમે જાંણવા પાંમશો નહીં કે તમારાં છોકરાંના નશીબમાં શું લખ્યું હતું અને શું થયુંછે, કે તેઓ મરી ગયાંછેકે જીવતાંછે. હું તમોને કહુંછું. તમે કદી જાંણશો નહીં? હું એકલોજ જાંણુંછું અને હું મરી જાઊછું; એ છુપીવાત પણ મારી સાથેજ મારી સાથેજ મરી જશે. આ! હા! મારૂં વેર વળી ગયું? પણ મારી સુંદર ગુલનારે,' તેણે આગલ બોલવા માડ્યું, તારી ઉપરના મારા આગલા પ્યારને ખાતર. તને મેં મારી હકદાર વારસ ઠરાવીછે; જયારે હું મરી જાઊં ત્યારે મારી સઘળી દોલત તે તારી થશે. તને સોનું મેલવવાનો અથાગ લોભ હતો, તને યાદ હશે, ગુલનાર; લે, હવે, તારો લોભી જીવ સંતોશ થશે—તારાં ખોવાયલાં છોકરાંના બદલામાં એ સઘલી દોલત તારાં પેટમાં દાબજે?'

"ગુલનારે ઘણાંબી કાલાવાલા કીધાં પણ તે સઘળું ફોકટ તે બુઢા વેપારીને, આટલું બોલવાથીજ, માંદગીનુ જોર વધી ગયું. અને થોડા કલાકમાં તે મરી ગયો, તેનાં હોઠ બંધ થઈ ગયા, અને તેણાનાં ચોરાયલાં છોકરાંની વાત કહ્યા વગરની રહી ગઈ.

"ગુલનાર તે મરનાર ચીનાઈ વેપારીની સઘલી દોલતની વારસ થઈ. સઘલી તેની દોલતમાં ઘરો અને વજીફા અને સોનાની મોહોરોનો બેશુમાર ખજાંનો ગુલનારને તે વીલમાં લખી આપી ગયો.

"આ સઘળું, બીચારી ગુલનારને, દુખ ઉપર ડાંમ દેવા જેવું હતું. કુદરત તેણીને એક પછી એક ચાંનકના ચાબક એવાનો લગાવતી કે તેણીથી તે સઘળું ખમી શકાતું નહીં. આ સઘળી દોલત, ધન, માલ અને ખજાંનો તેણીના ધણી અને છોકરાંની ગેર હાજરીમાં તેણીને ઝેર જેવાં થઈ પડયાં. એ સઘળાંથી ધણી કે છોકરાંની ગરજ સરી નહીં. એ સઘળાંને તે આડી નજરે પણ જોતી નહીં, તેનો ઊપયોગ પણ કરતી હતી નહીં.

"પાંચમાં બીજાં બે વરસ ઉમેરાયાં અને સાત વરસ પુરાં થયાં. એક ઓરતજાત જેટલું ખમી શકે અને કરી શકે તેટલું તેણીએ ખમ્યું અને કર્યું પણ તેણીનાં ધણી કે છોકરાંની કશી ખબર મલી નહીં. તેણી અખુટ ખજાંના સાથે એકલી પડી હતી.

'આઠમા વરસની પગેતીનો દીવસ ઉગ્યો. દીલની દુખી અને આવરી બાવરી થઈ ગયલી તેણી બાહાર ભટકવા નીકળી પડી.

"બરી બામદાદનો વખત, વરસાદ અને પવનનુ જોર. પચરંગી પ્રજાના ટોળાંઓમાં અફળાતી કુટાતી; પણ તેણી આગલ ચાલી. તેણીનું દીલ જાંણે છાતીમાં એક સીસાંનો ગોળો હોય તેવું તેણીને લાગે, અરધ દીવાંનાં પણાંમાં કાંઈ કાંઈ ખ્યાલ આવે. કે હવે પાછી ઘેર નહીં જાઊં પણ આ પ્રમાણે રખડી રઝળીને મરૂં અથવા સમુદરમાં ડુબી મારાં દુખનો છેડો લાઊં, કે જે પ્રમાણે ઘણા દુખી જીવડાઓએ તેણીની નજર આગલ કીધુંછે. એવા ને એવા વીચારમાં છેક શેહેરને છેડે આવી લાગી, અને એક ઝુંપડાં જેવાં ઘેર આગળથી તેણી ચાલી જતી હતી.

"'અરે દાદી બારી આગલ જો? આએ ખાવાનુ તારૂં મન થાયચકે?' એક છોકરૂં તોતડે પણ મધુર અવાજે બોલ્યું.

"શા કારણથી, પણ. પેલા છોકરાંના બોલવાની ગુલનારના દીલ ઉપર કાંઈક અજબ અસર થઈ. તેણી જરા પાછી ફરી અને બારી ઉપર નજર કરી બે છોકરાં, એક છોકરો અને છોકરી, ચીથરે હાલ; તેઓના નાજુક ચેહેરા ખોરાકની તંગીથી સોડાઈ ગયલા અને ઠંડીની ચાસરથી શાંમ મારી ગયા હતા.

" 'જો પેલાં બીસકોટ,' છોકરો બોલ્યો, અને અરે, દીની, જો પેલી ખતાઈ? એક આપુને આપેતો કેવું સારૂં?

"આ છોકરાંને વાત કરતાં સાંભળીને, ગુલનારને પોતાનાં છોકરાં યાદ આવ્યાં. તેણીની છાતી ભરાઇ આવી, અને આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં, તેણીએ પોતાના ગજવામાંથી પઇસાની ભરેલી એક કોથલી કાઢી.

" 'નીચે આવો, મારાં પ્યારાં.' તેણીએ કહ્યું. 'મારી પાસે આવો, અને તમને જે જોઈએ તે અપાંઊ'.

"બન્ને છોકરાં દોડતાં કે તેણીની પાસે આવ્યાં; પણ પેલો છોકરો પાછો હઠી ગયો.

" 'દીની, ડોસીમાનો વીચાર કર,' છોકરો બોલ્યો; પછી ગુલનાર તરફ ફરીને, બોલવા માંડ્યું 'બાઇસાહેબ, બીસકોટ નહીં જોઈએ, ડોસીમા માંદીછે તેને સારૂ પઈસા આપો'.

" 'તમે ખાઊ ખાવો, અને પછી હું તમારી સાથે ડોસીની આગલ પણ આવીશ.' ગુલનાર બોલી.

"તેણીએ છોકરાંઓના હાથમાં બીસકીટ અને ખતાઈ આપ્યાં, અને એક બીજું મોટું પડીકું બંધાવી લીધું; અને છોકરાંઓની સાથે તેમની માને જોવા ગઈ.

"તે ડોસીની પાસે એક પઇ નહીં હતી, અને ઘેરમાં આતશ પણ નહીં હતો: તે એટલીતો કંગાળ હતી કે એક પરાળના બીછાંના ઉપર પડેલી હતી; ડોલેરા થઈ ગયલા, અને આંકરી આવે.

" 'પેલી ડોસી,' જેવાં તેઓ કંગાળ ઓરડામાં પેહાંચ્યા દાદી બોલ્યો; પછી તે બીછાંના આગળ ગયો. 'ડોસી મા, આ વખતે આપણું નસીબ ફુલ્યું છે; હમે એક બાઈ સાહેબને તમારી આગળ જોવાને લાવ્યાં છઈએ.

" 'અને એ બાઈ સાહેબ પોતાની સાથે ઘણી સરખી ખાઊ ખાઊબી લાવ્યાંછે, ડોસીમા,' નાની દીની બોલી.

"તે ઘરડી ડોશી હાથની કોણીનો ટેકો દઈનેજરા બેઠી થઈ, અને આમ તેમ જોવા લાગી.

" 'મે જાણ્યુંકે તમે કદી પાછાં ફરશો નહીં!' ડોસીએ બુમો પાડી, તેણીનો સાદ ધીમો અને ખોખરો હતા. 'કાંઇ મને પા, દીની; મારી જીભ; સુકાઈ જાયછે.

**"દીનીએ, એક ભાંગેલા કુજામાંથી થોડુંક પાણી લાવી, એક ગલાસમાં કાહડ્યું, અને તેણીને પાયું.**

"ગુલનાર, તેણીના મોતના બીછાના આગળ ગઈ, તે દુખી, બુઢી બાઈના માથાં ઉપર પોતાનો હાથ મુક્યો. અને બોલી. હું હમણાં જાઊંછું અને તમારે સારૂ પીવાનો વાઈન લઈ આઊ આ છોકરાંઓએ મને કહ્યું કે તમે માદાંછો અને તેથી હું રસ્તામાંથીજ તમને જોવાને સારૂ આવીછું. હું હમણાં જાઊંછું અને તમારે સારૂ એક ડૉક્ટરને પણ બોલાવી લાવીશ.

" 'નહીં-નહીં', મારે હવે ડાકટરની કશી જરૂર નથી. હવે મને મદદ મેળવવાનો વખત વહી ગયોછે. મારાં ગળાંમાંથી મોતનો ઘરટલો અવાજ આવેછે તે તમે સાંભળતાં નથી? તમે આવ્યા તેથી હું બહુ ખુશી થઈછું. મેં છોકરાંઓને કહ્યું હતું કે તમને કોઈબી બારણાં આગળથી દેખાએ તો તેને મારી આગળ લાવજો, હવે મારો આતમા એકવાતે બહુ ગભરાયછે મારાં દીલમાં એક વાતછે તે જ્યાં સુધી હું કોઈને કહું નહી ત્યાંસુધી મારો જીવ જવાનો નથી.

"ગુલનાર, તે બુઢીના બાળ છેક મોડાં સુધી વીખરાઈ ગયા હતા તે ઠીક કરીને બોલી, 'હું બેઠેલીછું, તમારે જે મને કેહેવું હોયતે સુખેથી કહો; હું ખુશીથી સાંભળીશ અને મારેથી બનતી મદદ કરીશ પણ તમારે સારૂ મને કાંઈ ખોરાક લેવાને જવા દીધી હોતતો તે વધારે સારૂં થતે; થોડાંક બીસકીટ અને ખતાઇ હું મારી સાથે પણ લાવીછું.'

" 'ત્યારેતો તે છોકરાંઓને આપીદો; તેઓ ભુખ્યાં અને તરસ્યાં પડેલાંછે, ગરીબ બીચારાં!

આજે એક અનનો દાણો કે પાણીનુ ટીપું પણ મોઢાં ઉપર મુકયું નથી. મારે વાસ્તે હું એટલુંજ કહુંછું કે, હવે મને કશાંની જરૂર નથી. કેવો તમારો નરમ અને સુંવાળો હાથછે? મારો જુઓ તમે એમ ના ધારતા કે મારા હાથ કદીપણ તમારા જેવા નહીં હતા. પણ તે હતા-નરમ અને સફેદ, અને સઘળી આંગળીએ ચકચકતી વીટીઓથી ભરેલી હતી. હું એક સુંદર, ખુબસુરત છોકરી હતી, અને મારા સુંદર ચેહેરાની પુષ્કલ વખાંણ થતી સાંભળીને હું ઘણીજ મગરૂર બની ગઈ હતી.

"'એજવાતે મને મગરૂર અને મુરખ બનાવી,' તે બુઢી, જરા હસીને બોલવા લાગી, 'અને એક જુવાંન ખુબશુરત છોકરા સાથે પરણવાનુ આપેલું વચન મેં ભંગ કર્યું. એક ભલો પ્રમાણીક તે છોકરો હતો. મારા જાનને ખાતર રાત અને દીવસ શખત મેહનત કરીને મને સુખી કરવાને તે રાજી હતો. હું બેઈમાન થઈ, અને એક બુઢા પણ પઈસાદાર મરદ તરફ નજર દોડાવી, જેણે મને મોટી મોટી બખશેશો આપી. અને મારી સાથે પરણવાને કબુલ થયો. આખરે તે મને પરણી ગયો.

"'તે એક ધણી તરીકેની પોતાની ફરજથી તદન ઉલટી રીતે મારી સાથે વરતયો. પ્રથમમાં તેણે, ઘણી ખુશામતો, અને લાડ કીધા, અને મને સોના અને જવાહીરની જંજીરમાં ફસાવી, બાનુજી, બાઈ સાહેબ, એક ફકીર પણ માયાળુ શબ્દ અને મીઠી નજરના ધણીના ગુલાંમ થઈ રહેવું સારૂછે. પણ, આવા બુઢા ખખરાઓની સોનાની બેડી અતીશય દુખદાયકછે.

"જુઓ, જુઓ, કેહેવતછે કે, બઈરી અને સ્પેનીયલ કુતરો જેમ તેમનો ધણી લાત અને મુકીઓ મારસે તેમ તેમ તેઓ ફરી ફરીને પોતાના ધણીને વળગતાં જશે. હું પણ એક સ્પેનીયલ કુતરાના જેવી નીમખહલાલ બઈરી હતી. જે મરદ મારી સાથે દગાઈ રમ્યો તેના ઉપર હું પુર હેત રાખતી, અને તેના દરેક હુકમને તાબે થઈ રહેતી.

"'કહેવાનુ તો ઘણુંછે પણ, સેજ વખતમાં હું સદાની બોલતી બંધ થઈશ, હું સઘળું તેનુ વર્ણન કરી શકતી નથી. ટુંકમાં કહુંછું કે તેણે મને ઘણાં શરમ ભરેલાં કર્તવ્યો ફરમાવ્યાં અને તે મેં તાબેદારીથી બજાવ્યાં. સર્વથી છેલે એક માતાનાં બે જોડીયાં છોકરાં પણ હું ચોરી લાવી.'

"'શું?'

"ગુલનાર, સાંભળતાંની સાથેજ, એકદમ ચમકી, પણ વધુ સાંભળવાને સારૂ તેણીએ ધીરજ પકડી.

"'આગલ ચાલો,' ગુલનાર ધીમે સાદે બોલી.

"'એ બન્ને બચ્ચાં તેમનાં માબાપના ઘરમાં, એક પારણાંમાં પાસે પાસે સુતાં હતાં, તે હું ચોરી લાવી, અને પારણાંનુ ખાલી ખોખડું સાંજ રેહવા દીધું. આ બચ્ચાંની માતાને કેટલું લાગ્યું હશે-તેણીને કેટલું દુખ થયું હશે? અને હું હાલમાં મરી જાઊંછું, અને આપણી જંદ અવસ્તામાં સાફ ફરમાવેલું છેકે "જેવું તમે કરસો તેવું તમે પામશો."'

"ગુલનાર આ સઘળું સાંભળે અને તેણીના અંતકરણના કકડે કકડા થઈ જાય તેવું તેણીને લાગે, પણ દાંતીયાં પીસીને ધીરજથી બેસી રહી અને બોલી, 'ડોસીમા, વાત આગળ ચલાવો.'

"'તે દોજખી—મારો ધણી થતો-તેણેજ મને ફરમાવ્યું, અને હું તેના હુકમને તાબે

થઈ એ છોકરાંની માતા ઉપર તેને કાંઈ વેર હતું. મેં તે બચ્ચાંઓને ચોર્યા અને તેની પાસે લાવી, અને થોડા મહીના રહીને તેણે મને દૂર એક અનજાણી જગો ઉપર મોકલી અને તુરત મારી પાછળ તે આવશે એવું તેણે મને વચન આપ્યું.

"'તે આવ્યો, અને મને હુકમ કીધે.કે એ બચ્ચાંનુ ખુંન કર; પણ મે ના કહ્યું. તેણે અને મોહોરો આપવાની લાલચ દેખાડી; તોપણ મે ના કહ્યું ત્યારે તે બોલ્યો.કે તે પોતે આ કાંમ કરશે, અને એક અંધારી રાત્રે તે આવીને મારી પાસેથી એ છોકરાંને લઈ ગયો.

"'એ છોકરાંને મે આટલા મહીના સુધી મારી પાસે રાખ્યાં, મારૂં તેમના ઉપર બહુ હેત લાગ્યું. તેથી હું તેની પાછલ તે નહીં જાએ તેમ ગઈ. તે બચ્ચાંઓને લઈને, દરીયા કીનારે ગયો, પણ 'તેની હીમત ચાલી નહીં', અને બચ્ચાંને દરીયામાં નાખી દઈ શકયો નહીં. એ બચ્ચાંને હંડા કાદવમાં, એક એકની પાસે, મુકતો કે તે નાહો.

"'મે તેમને તુરતજ ઉચકી લીધાં, અને તે જે દીશાએ ગયો તેથી ઊલટીજ દીશાનો રસ્તો મે પકડયો. અને હાલમાં તમે મને જુઓછો તે જગોએ આવીને હું છુપાઈ રહી. આસે ધણી તેને મુકાંમે ગયો હશે, પણ હું જાણતી નથી કે હાલમાં તે કયાંછે, અને તે જાંણતો નથી કે છોકરાંઓનુ શું થયું અને હું કયાં ગઈ. આ વાત આશરે છવરસ ઉપર બનીછે. જેટલી મારેથી બની તેટલી આજની ઘડી સુધી મે એ છોકરાંઓની સારી રીતે બરદાસ્ત લીધીછે—નહીં વારૂ, નદી અને દીની?'

"બન્ને છોકરાં ખાટલા આગળ સાથેજ ઊભાં હતાં તેઓ એકે અવાજે બોલ્યાં.

"'હા ડોસીમા?'

"ગુલનારે તે છોકરાંઓની નજર સાથે નજર મેલવી, અને તેણીનુ કલેજું વીંધાઇ ગયું; પણ ધણીજ હોશીયારીથી તેણીએ પોતાનો જુસો દબાવી રાખ્યો.

"શા માટે તમે એ છોકરાંની માતાને પાછાં સોંપવાની તજવીજ નહીં કીધી?' ધીરે સાદે ગુલનારે પુછ્યું.

"'અરે શામાટે નહી?' એટલું બોલીને તે ડોસીએ પોતાના સેકાઈ ગયલા હાથ પછાડ્યા. 'કારણકે હું તેનાથી બીતી હતી. હું મારી જીંદગી સુધી તે દોજખીથી બીતી અને ધ્રુજતી રહીછું. અને આ જોસરી મારી ખાંધ ઊપરથી હું ઉતારી શકી નહીં. વળી હું એ છોકરાંની મા આગળ પાછી જવાને પણ બીધી અને એટલે દૂર જવાની મુસાફરીનો મારી પાસે ખરચ પણ નહીં હતો-અને વળી આ છોકરાંઓ ઊપર મારૂં એટલુંતો હેત લાગ્યું હતું કે હું તેમ નાથી છુટી પડવાને પણ રાજી નહીં હતી. હું જયાં સુધી માદી પડી ત્યાં સુધી મે એ છોકરાં ઓને જેમ બને તેમ દાબી રાખ્યાં હતાં, અને મારાં દીલની વાત કોઈ જાણતું નહીં હતું; અને હું મરી જઈશ તો પછી આ છોકરાંઓ આ જગોએ એકલાં પડી જશે. તમે એક ભલાં યજ દાંપરસ્ત બાઈ જણાંઓછે તમે મારા મરી ગયા પછી આ છોકરાંની બરદાસ્ત લેશો? અને તમે એ છોકરાંની માતાની ખોળ કરજો, અને કદી પણ જો તેણી મલી આવે તો મે હમ ણાં જે આ સઘલો હેવાલ કહેલોછે તે તેણીને તમે કહેજો અને આ છોકરાં તેણીને સ્વાધીન કરજો; તેણી એક ઓરતની મરતી વખતના એકરાર ઉપર ભરોશો રાખશે એમ છતાં પણ, તેણીની ખાતરી કરવા સારૂ મારી પાસે વીશેશ પુરાવો પણ છે. દીની?'

"ગરીબ બીચારી નાની છોકરી, તેણીનો ચેહેરો, મોહડાં ઉપર વીખરાઈ ગયલા બાલમાંથી, એક ખીલતા ગુલાબની કળી જેવો દેખાતો હતો, તે આગલ દોડી આવી.

"'પેલી પાટલીની નીચે એક પેટી છે તેમાં કપડાંની ગાંસડીછે તે લાવ.'

"તે છોકરી દોડતીકે લેવા ગઈ અને નાની ગાંસડી લાવીને પોતાની ડોસીમાને આપી.

"'જ્યારે હું બન્ને છોકરાં ચોરી લાવી તે વખતે તેમના દીલઉપર જે કપડાં હતાં તે મેં સાચવી રાખયાંછે, આ રહ્યાં તે જુઓ, અને આ રહી એક સાંકળી કે જે છોકરીના ગળાંમાં પેહેરાવેલી હતી. એ બધું મે આ સઘલો વખત સુધી સાચવી રાખ્યુંછે.

"હવે ગુલનારથી બીલકુલ થોભી શકાયું નહીં. તેણીએ એક મોટી ચીસ પાડી અને મેલી કપડાંની ગાંસડી જુંટી લીધી.

"'અરે, એ મારાંછે, મારાં પોતાનાં કીમતી છોકરાં?' જેવી તેણીએ ગાંસડી છોડીને જોઈ કે તુરત તે કપડાં ઉપર તેણીની પોતાની આંખોએ ધુવાઈ પુરી—'મારાં પોતાનાં છોકરાં પાક પરવરદેગારે આખરે મને મારાં પાછાં આપ્યાં

"આટલું જોતાંની સાથેજ પેલી કોલેરાથી પીડાતી ડોસીમાએ પ્રાંણ મુકયો.

"ગુલનાર આંકળી કાંકળી અને અરધ દીવાના જેવી થઈ ગઈ. પોતાની ડોસીમા બોલતી બંધ પડી, અને વાત કરતી બેઠેલી હતી તે એકદમ તેણીના બીછાના ઉપર પડી ગઈ, એ બનાવ જોઈને પેલાં નાહાનાં છોકરાંઓ રડવા લાગ્યાં.

"'ડોસીમાને શુ થયું,' દાદી બોલ્યો, તેવીજ ગુલનાર જરા સાવધ થઈ.

"'મારાં પ્યારાં છોકરાં, હવે ડોસીમા નહીં બોલે, પણ તમને તમારી પોતાની ખરી માતા મલીછે? રડતી રડતી ગુલનાર, પોતાના હાથ પોહોળા કરીને બોલી. 'અરે, તમે હવે મારી પાસે આવો હું કેટલો લાંબો વખત થયો તમોને માગતી હતી. અરે, દાદી, અરે, દીની, હું તમારી માજી છોંઉ?'

"બન્ને છોકરાં પોતાંની ખરી માતાની પાસે દોડી ગયાં, અને તેણીની છાતીમાં દબાઈ ને ખુબ રડયાં.

"છોકરાંઓ ઘણાંજ ભુખ્યાં અને તરસ્યાં થયાં હતાં, બીસકીટ અને ખતાઈનું જે પડીકું ગુલનાર લાવી હતી, તે તેણીએ બન્ને છોકરાંઓને વેંહચી આપ્યું, અને પેલાજ ભાંગેલા કુજામાંથી, ગલાસમાં પાંણી કાડી, બન્ને છોકરાંઓને પાયું.

"પેલી ડોસીમાને તેણીના બીછાંનામાં પડતી મુકી, બન્ને છોકરાંઓને લઈને, ગુલનાર પોતાના ઘર તરફ ચાલી; પોતાને ઘેર જઈને પોતાની દાસીના હવાલામાં બન્ને છોકરાંઓને સોપ્યાં, કેટલાંક હમદીન આદમીઓની મદદ પોતાની સાથે લીધી, અને પેલી ડોસીમા ઘરમાં પડેલી હતી ત્યાંતેણી પાછી આવી.

"પોતાના હમદીન ભાઈઓની મદદથી, અને પોતાના જાતના ખરચથી, ગુલનારે તે ડોસીમાને ઘટતી ક્રીયા સાથે અવલ મજલ પોંચાડી; અને તે દીવસતો તેણીએ ત્યાંજ ગુજારયો

"બીજા દીવસની સવાર પડી, એક શોકાતુર સવાર, ગરીબ બીચારી ગુલનાર, કમનસીબ ગુલનાર, તે ખોદાનો કેવો મોટો ગુનોહ કરયોછે કે તેનો કોપ તારા ઉપરથી ઉતરતોજ નથી.

"'બાઈ સાહેબ, બાઈ સાહેબ,' એક નોકરે આવીને ગુલનારને બુમો પાડી.

"'એ કોણછે!' ગુલનારે શોકાતુર ઘરમાંથી ડોક્યું કરી જોયું, જોતાં તેણીની પોતાની દાસી દેખાઈ.

"'કેમ તું છોકરાંઓને એકલાં મુકીને આ જગો ઉપર આવી?' ગુલનારે ગુસાથી પુછ્યું.

"'બાઈ સાહેબ, માફ કરજો બન્ને છોકરાંઓને આજ સવારના પાંચ વાગાથી કોલેરાની અસર થઈ ગઈછે, એક પડોસણ અને ડાકટરને તુરત મદદમાં બોલાવી, અને તેમને છોકરાંએ આગળ બેસાડી, આ જગો ઉપર તમને બોલાવા આવીછું.

"ગુલનારના હોસ ઉડી ગયા, તેણીએ પોતાના છોકરાં પાછાં મલોં જોઈ અરધું દુઃખ વીસાર્યું હતું, પણ હવે તેણી પાછી બે બાકળી બની ગઈ, એક સાડી પોતાના ખભાં ઉપર નાખતીકે દાસી સાથે પોતાના ઘર તરફ દોડવા લાગી.

'ઘેર જઈ જુવેછેતો પોતાના બન્ને છોકરાં કોલેરામાં પડેલાં હતાં, તેમને પેટ ઉપર પેટ અને ઓકારી ઉપર ઓકારી જારી થઈ ગઇ હતી, એક નજદીકનો ડાકટર પાસે બેઠેલો હતો, ત્યાં એક શોકાતુર અને શાંત ઓરડામાં તેણી દાખલ થઈ.

"'ડાકટર સાહેબ, એ શું છે?' ગુલનારે હાંફતી હાંફતી પુછ્યું.

"'કોલેરાની સખત અસર લાગુ પડી ગઇ છે,' ડાકટરે ધીરજથી જવાબ દીધો; 'મે દવા તો આપીછે, પણ મને બન્ને છોકરાંઓની સુદલ આશા નથી, ઘરમાં કોઈ મરદ આદમી નથી?'

"ડાકટરનુ બોલવું સાંભળતાંજ, ગુલનાર બેહોશ થઈને જમીન ઉપર તુટી પડી.

"આગળ ડાકટર બેઠેલોજ હતો, તેણે ઠંડું પાંણી ગુલનારની આંખો ઊપર છાંટયું, કાંઈ સીસીમાંથી દવા સુંઘાડી, અને બે ત્રણ મીનીટ પછી ગુલનાર સુધીમાં આવી.

"ડાકટરે જોયું કે કાંમ વધી જશે, તેથી તેણીને દીલાસો દેવા માંડયો અને કહ્યું કે, ભલાં ,બાઇ, મને તો જે લાગ્યું તે તમોને કહ્યું, પણ તમારે ગભરાવું નહીં, હજુ એમાંથી પણ આદમી ઉગરી શકે, કહોતો હું સરજનને માંરી સાથે બોલાવી લાવું.'

"ગુલનાર એક પાસેના ઓરડામાં ગઈ, અને ત્યાંથી સોનાની મોહોરોની એક થેલી લાવી ડાકટરના હાથમાં મુકી, અને બોલી; 'આ તમે લેવો, એવી બીજી જેટલી થેલી જોઈશું તે હું તમોને આપવા તઇયારછું, જેટલા સરજન બોલાવવા ઘટે તેટલા બોલાવો, અને મારાં છોકરાંને સાજાં કરી આપશોતો એવી બીજી સાત થેલી તમોને ઇનામમાં આપીશ, અને સરજનને માટે તમે કેહશો તેટલી બીજી મોહોરોની થેલી આપીશ.'

"ડાકટર તો જોઇને દંગ થઈ ગયો, અને વીચારવા લાગ્યો કે, શું આ બઈરી દીવાંની થઈ ગઈછે કે કેમ.

"'ડાકટર સાહેબ, શું જુઓછો, એકદમ થેલી લઈ લો અને ઊપાય સજો,' ગુલનારે ઘભરાટમાં કહ્યું.

"ડાકટર ઘણોજ પ્રમાણીક હતો, તેણે ધીમેથી કહ્યું, 'બાઈ સાહેબ, જેટલા જોઈએ તેટલા સરજન તે શું? આપણાં શેહેરમાં ફકત એકજ સરજનછે, અને તેને હું અરધા કલાકમાં મારી સાથે તાંણી લાવીશ, આખી થેલી તમે મને આપશો અથવા સરજનને આપવા કહેશો, પણ હમારામાંથી કોઈપણ પોતાની ઠરાવેલી ફી કરતાં વધારે લેશે નહીં; મારી ફી એક ફેરાના બે રૂપીઆ અને સરજનની એક મોહોરછે, તે ઉપરાંત હમે કશું પણ સ્વીકારી શકશું નહીં;

હા,તમારાં ફરજંદને પરવરદેગાર તંનદરોસ્તી બખશે, પછી તમે જો હમને કાંઈ ખુશી દાખલ આપશો તે વાત જુદીછે, પણ તેનો સ્વીકાર કે નહીં તે હમારી મરજી ઉપર આધાર રાખેછે; એટલું છતાં પણ, ભલાં બાઈ, તમે ખાતરી રાખજો કે પૈસો ઘણા મલે તોજ હમે કાળજી રાખશું એમ નથી. હમે હમારી સાધારણ ફી લઈએ છઈએ તેટલુંજ હમોને બસછે. અને તેટલાં ઉપરજ હમે કશું કરવાનું બાકી રાખીએ એવું તમે ધ્યાનમાંથી કાડી નાખજો; હમારી મહેનત અને તમારૂં નશીબ વખત થોડોછે માટે હું જાઊંછું.'

"મોહોરોની થેલી પડતી મુકીને તુરત ડોકટર ઉઠયો, અને એક અરધા કલાકની અંદર સરજનને સાથે લઈ પાછો આવ્યો.

"'સરજન સાહેબ, મુજ દુખીની હાલત ઉપર દયાની નજરથી જોજો, તમારેથી બનતું કરવાને ચુકશો નહી, મારો હાલ એક વીધવા કરતાં બુરોછે, કે અગરજો મારા હાથ ઉપર મારા ધણીની નીશાંનછે?' રડતાં રડતાં ગુલનાર બોલી.

"સરજને ખુબ બારીકીથી બન્ને છોકરાંને તપાસ્યાં, અને થોડીક સેકંન્ડ સુધી ચુપ થઈ બેસી રહયો.

"ગુલનારની ઈનતેજારીનો કશો પાર નહીં હતો.

"'મારા મેહેરબાંન સાહેબ. જલદીથી મને કહોકે તમારી નજરમાં શું આવેછે.'

"'ખોદાને યાદ કરો' સરજને ધીરજથી જવાબ દીધો, અને વધારામાં પુછયું કે 'વારૂ બાઈ સાહેબ, એ છોકરાંઓએ ગઈ કાલે બપોરના તથા રાતના શું ખાધું હતું?'

"ગુલનારે પોતાનાં ધણી તથા છોકરાંની બાબદમાં બનેલી હકીકત ટુંકમાં સરજન સાહે બને કહી સંભલાવી, અને ગઈ કાલે એ છોકરાંની ધરમની માતાને કોલેરા થઈ ગયો હતો. અને તેણી મરી ગઈ, તે પછી પોતાનાં છોકરાંઓને ત્યાંથી લાવીને પોતાના ઘરમાં પોતાની દાસીને સોપ્યાં હતાં, એ સઘળું વર્ણન કીધું.

"'તે એમની ધરમની માતાના ઘરમાં કશો ખોરાક એ છોકરાંઓએ લીધો હતો?' સરજન સાહેબે ફરીથી સવાલ કીધો.

"'અરે, જી કેવો હલકો ખોરાક, તેથી કોલેરાનો શું પણ બદ હજમી બી થાયનહી, સાદો અને સુતરો ગીઝાકીટના ખોરાક, અને તે પણ બારણેથી વેચાતા લાવેલા; તમે ડાકટર લોકો કહોછોની કે આવું ખાએને તેવું ખાએ તેથી કોલેરા થાય, પણ, એતો મારાં તકદીરની વાતછે.'

"'પણ તે, પાણી ક્યાંથી પાયલુ, તેતો કોલેરાથી પીડાતાં ઘરમાંનુજ હતું કેની?

"'હાજી' ગુલનારે વીચાર કરી જવાબ દીધો.

"'અને તે પણ વળી પેલી કોલેરાથી પીડાતી ઓરત જે ગલાસમાં કાડીને પીતી હતી તેજ ગલાસમાં કાડીને પાયલુ હોવું જોઇએ.

"ગુલનાર પોતાની ભુલ સમજીને ગભરાઈ ગઈ, અને તેણીથી જવાબ દઈ શકાયો નહીં.

"સરજન સાહેબ સમજી ગયા પણ આ વખત ભાશન આપવાનો નહીં હતો. તેથી પોતાની સાથવાલા ડાકટરને કેટલીએક સલાહ આપી પોતે ઉઠવા માંડયું.

"'સરજન સાહેબ કયાં જાઓછો?' ગુલનાર ઊઠતી કે પુછવા બેઠી.

"હવે વધુ વખત મારી જરૂર નથી,' સરજને જવાબ દીધો; 'જે જે ઉપાય લેવાનાછે તે રાધણું મે આ ડાક્ટરને સમજાવેલુંછે, ડાકટર ઘણુંજ અનુભવીછે એટલુંજ નહીં પણ, દેશી વા વાશે પણ એમને ઘણી સારી માહીતીછે, એમને કશું કહવું પડે એમ નથી, અવો કાંઇપણ કરવાને ચુકશે નહીં, તમે ફીકર ના કરો.

"'નહીં જી, તમારા વગર મને ધીરજ નહીં રહે મેહરબાની કરીને તમે અત્રે થોભો, તમે જે કેહશો તે તમારી આખા દીવસની ફી આપવાને હું તઇયારછું.' ગુલનારે કાકલુદીથી કહયું.

"'પણ મારે બીજા દરદીઓને ત્યાંખી જવાનુછે ની.' સરજને જવાબ દીધો.

"'તે બધા દરદીઓ તરફથી જે ફી તમને મળશે તેથી પાંચ ગણી વધારે રકમ હું તમોને આપીશ;' ગુલનારે, હીમતથી, જરા મોટે સાદે કહ્યું.

"ત્યારે તમે જે વધારે પૈસા આપો તે હું લઊં અને બીજા સાધારણ દરદીઓને મારે મરવા દેવાં, બલકે તમારા પઇસાથી મારે તેમનાં ખુન કરવાં;' સરજને જવાબ દીધો 'કેમ ત્યારે તમારા બોલવાનો એથી કાંઈ બીજો અર્થ થાયછે? તમે પૈસાદાર લોકો ડાકટરોને બગાડોછો, લલચાવોછો, લાલચુ બનાવોછો, અને જયારે કોઈવાર તમારા માંથાંનો કોઈ મલીને ડાકટરને પોતાને ત્યાં રોકી રાખે ત્યારે તમેજ બોલશો કે ડાકટર ઘણો લાલચુ થઇ ગયોછે. હા, તમારા ડાકટરે મને કહ્યુંકે બહુ ધાસ્તી ભરેલો કેસછે તેથી તો હું આ જગ્યા ઊપર એક ક્ષણવાર પણ થોભ્યા વગર આવ્યોછું; મને માફ કરો, મારી જરૂર પડેતો, મને સાંજરે ફરીથી બોલાવજો.

"એ પછી સરજન સાહેબ ઉઠીને ચાલ્યા.

"'ડાકટર સાહેબ, તમે તો છેવોની?' ગુલનારે નાસીપાશીથી પુછયું.

"'હા, હું તો હમણાં ખશી શકતો નથી.' ડાકટરે ધીરજથી જવાબ દીધો.

"ડાકટરે પોતાથી બનતા ઈલાજ બે કલાક સુધી કીધા, અને ગુલનારે એક પઈસાની જગોએ એક મોહોર આપીને દરેક જોઈતી ચીજો તુરત હાજર કરી. એમ કરતાં બપોરનો વખત થયો.

"'બાઇ, હું જરા મારે ઘેર જાઊંછું.' ડાક્ટરે બોલવા માંડયું. 'સુરજ ઉગતાં પેહલાંનો હું અત્રે રોકાયલોછું, અને આજે મારાં દવાખાના ઊપર કશું ધ્યાંન અપાયું નથી, સઘળાં મારાં દરદીઓ મારી રાહા જોતાં બેસી રહ્યાં હશે.'

"'ડાકટર સાહેબ. તમેબી એમ કરોછોકે; ગુલનારે કાકલુદીથી કહ્યું, 'ત્યારે હમારો કોણ બેલી, અને આ છોકરાંઓનુ શું થશે!

"નહીં, નહીં. હું દવાના આઠ ભાગ તમોને આપી જાઊંછું. એમાંથી દરએક કલાકે બન્ને છોકરાંઓને એકેક ભાગ આપજો, એમાંથી દરએકને માટે શાંમટા ચાર ખોરાકછે, એ પુરા થાય તે પહેલાં હું પાછો આવીશ, અગર નહીંતો તમે મને બોલાવવા મોકલજો.' એટલું

ઠકીને ડાકટર પણુ ઉઠીને ચ્યાક્રતો થયો.

"હવે ગુલનાર પોતાના ઘરમાં એકલીછે, પોતાની સુધ બુધનો ઠેકાણો નથી, ગરીબ બીચારી ગુલનાર, તને તારો રાજનો ચલાવનાર, હુકમો ફરમાવનાર, છેકરો દાસીઓને ભજન કરનાર તારો પોતાનો ધણી, અરે અફસોસ! તું કેટલી પસ્તાતી હો, તને કેટલું લાગતું હશે, પણુ હવે તે કશું કામનુ નથી: ભુલ, એક મીનીટની ભુલ; શ દ ... ... બ, ત્રણુ પળ કેવા કરડા કેવા કઠોર, એટલામાં તારો જનમારો ધુળ થયોછે. તારાં દુખના પાર નથી કેટલું થયુંછે અને હવે શું શું થશે! આ જગોએ તારો સલાહકાર કોણુ, તને દીલાસો કોણુનો; એક દાસી અને એક પડોસણુ, એજ તારા સલાહકાર.

"'બાઈ સાહેબ, એક તમારી તાબેદારની અરજછે. જો તમે સ્વીકારો તો—,'

"'શું, રાંડ, તુંએ જવા માગે છેકે?' ગુલનારે ચોંકીને પુછયું.

"'ના, બાઈ સાહેબ, હું તમારી તાબેદાર દાસી થાઊં, હું તો મરીશ ત્યારેજ તમને છોડીશ, પણુ એક તાબેદારની અરજ છે; ,

''બોલ જલદીથી બોલ, શું કહેછે? , ગુલનારે પુછયું. 'મારી ધીરજ રેહતી નથી.'

"'બાઈ સાહેબ, આ છોકરાંઓને પાછાં મેલવવાને સારૂ, તમે કેટલો વીલાપ અને રખડપટી કરતાં હતાં; અને જ્યારે ગર્ભ કાલેજ મ ળ્યાં ત્યારે આપણુને કેટલી ખુશી ઊતપન થઈ હતી, અને એક દીવસમાં આવો બનાવ જોઇને મને બહુ લાગેછે, તેથીજ હું અરજ કરૂંછું કે એ છોકરાંઓને સારાં કરે તેવા કોઈ આદમીને બોલાવવું જોઈએ.

"'આ તું જોતી નથી કે ગોગ ડાકટર કરતાં કોઈ બીજો હોશીયાર ડાકટર હોયબી ખરોકે. એ લોકો શું શું કરી શકેછે તે તારી બલાજાણે; એ ડાકટરો શીવાય બીજા કોઈના હાથમા દરદનો ઈલાજ નથી.,

"'અરે બાઇ સાહેબ, એ શું બોલોછો, ભલા ભલા પડેલા છે. જો એ લોકોના હાથમાં ઈલાજ હોયતો. આ ચાલુ કોલેરાની મોસમમાં કેટલાં બધાં આદમી મરી ગયાં, આમ થવું નહીં જોઈએ. હમારો એક સાધુછે તેની પાસે એવા એવા ઈલાજોછે કે તેણે કેવાં કેવાં બીકટ દરદો સારાં કર્યાં છે, તેની આખા શેહરમાં કેટલી વખાણુ થાયછે, તે જો તમે જાણો તો આવા ભપકાવાલા ડાકટરોને ઘેરમાં પણુ નહીં ઘાલો.'

"'નહીં, નહીં, હું કદી માનુ નહી, એ શઘળા અજ્ઞાન લોકોના ગપાટા છે, તેઓ ગમે તેમ બોકે.'

"'બે!. એ તમે શું બોલોછો, ગપાટા નહીં ગુલનારની પડોસણુ વચમાં બોલી ઉઠી. 'મે મારે કાને કાન શાંભલ્યું છે. અને તે પણુ સાધુને હાથે સારાં થયલાં આદમીને મોડેથી.'

"'તમારે કાંનેકાંન, પણુ તમારી નજરે જોયું છેકે તેમના બોલવા ઉપરજ ભરોશો રાખોછો?' ગુલનારે પુછયું.

"'પણુ એમાં આપણું જાયછેબી શું, તે કોઈનો એક પઈસોતો લેતો નથી; ત્યારે તે શુ કરવાને ખોટા ગપાટા લોકો પાસે કેવડાવે.' દાસીએ જવાબ દીધો.

"'ખરીવાત બેબી એમજ શાંભળ્યુંછે.' પડોસણુ બોલી, 'હમણાં થોડા દીવસ ઉપર એક

જણ બોલતું હતું કે, કોઈ પઈસાદારની છોકરીને વળગેલી ડાકણ કાડી તેનો એક પઈસો લીધો નહીં, પણ તે શેઠે ઓહોંશ કરીને સો રૂપીયા આપયા તેમાંથી બધા સાધુને ખવાડી દીધું; એવો તે ભલો આદમી છે.'

"ગુલનાર ઘણીજ સમજદાર અને અકલમંદ હતી, તેણી કોઈને કદી પણ આવી સલાહે ચાલવા દેએ તેમ નહીં હતું, પણ પોતેજ મુશકેલીમાં હોવાથી, તેણીનાં અકલ અને પીચાર ઠેકાણે નહીં હતાં, તેણી તો કોઈબી પ્રકારે પોતાનાં છોકરાંઓને સાજાં થયલાં જોવાને દીવાની બની ગઈ હતી એટલાજ કારણ ઉપરથી, નાચારીએ, પોતાની દાસીની અરજ તેણીએ સ્વીકારી, અને કહ્યું કે 'દોડ જલદીથી, ચાલાક ઘોડાની ગાડી ભાડે લે, અને તુરત તેને લઈ આવ.'

"દાસી દોડતી કે બાહાર નીકળી અને અરધા કલાકમાં પેલા સાધુને લઈને ઘરમાં પાછી આંવી.

"'બાઈ સાહેબ, આ સાધુજી આવ્યાછે' દાસી દાખલ થતાંજ બોલી.

"'સાધુજી આ ખુરશી ઊપર બેસો.' પડોસણે ઉઠીને આવકાર દીધો.

"'માઈ એ લડકેકુ કયા હુવાથા?' સાધુએ પુછ્યું.

"'બાવાજી ઈસકુ કોલેરા થઈ ગયાથા.' ગુલનારે રડતાં રડતાં જવાબ દીધો.

"'માઈ તું મત રો, નારાયણ અછા કરેગા; ઈસકા કુચ ઈલાજ કીયાથા?' સાધુ પુછવા બેઠો.

"'હા, કંઈ ડાકટરકી દવા આપીથી;' પડોસણે ઉતર વાલ્યો.

"'અરે નારાયણ! બૌત ખરાબ કીયા; ડાકટર લોક કયા સમજતે! હજારોકે જાંન એહી રીતસે મુફતમે લે નાખતે હે અછા, અબ તુમ માઈ લોક કયા કેહતે હો?'

"'બાવાજી, તુમ કરો તે ખરૂં, એક ખોદાકો આસરો કે તુમારો.' પડોસણ બોલી.

"'ઠીક હે તુમ દોમે ઈનિકી માત કૌનહે? ઓર. ઈનકા બાપ કીદર હે?'

"'આએ ઈસકી માઠે ને ઈસકા બાપતો નથી.' પડોસણે ગુલનાર તરફ આંગલી કરી કહ્યું.

'બૌત અછા, એ દોનો બચ્ચે બીચારે બીમાર પડેહે ઉનકુ દો ઘંટામે ખરે કરદઉ ઓર ચલતે કરૂં, લેકીન એક શરત તુમ કબુલ કરો, કે ડાકટર લોકકી દવાઈ ખીલાના નહીં, હમકુ એક પેસા લેના હરાંમહે'

'ગુલનાર, તેની પડોસણ તથા એક દાસી, ત્રણે જણાં એક બીજાંની સામુ મોડું જોતાં સ્તબ્ધ થઈ જોયા કરે.

"'પણ અછા હોયગા જરૂર' પડોસણે પુછ્યું.

"'નારાયણ કરેગા કીઊં નહી!' સાધુએ જવાબ દીધો.

"'કેમ બાઈસાહેબ શું વીચારછે?' દાસીએ ગુલનારને પુછ્યું.

"'બેન, હું શું સમજું' ગુલનાર પોતાની પડોસણ તરફ જોઈને બોલી.

"'ખોદાનુ નામ દઈને હા કેહવો.' પડોસણે કહ્યું.

"'પણ પેલો ડાકટર હમણાં સરખો આવતો હશે તેનુ કેમ! એતો દવા ખવાડવાનીજ

મા કહેછે; એમ તે કાંઈ થાય.' ગુલનારે ઊદાસીથી જવાબ દીધો.

" 'સાધુ બાવા, તુમ કીતને દામે સારાં કરી દેવોગે?' પડોસણે પુછ્યું.

" 'કીતને દીન કયા, પાવ ઘંટામે તુમકુ અબહી માલુમ પર જાયગા; નારાયણ કરને વાલાહે.'

" 'જુઓની,' ગુલનાર તરફ જોઈને પડોસણ બોલી, 'ડાકટર તો એઉ છોકરાંનાં ચચાર ભાગ આપી ગયલોછે, તે કેથો છેક સાંજના આવશે, આપણે વેહેલો બોલાવશુંબી નહી. પા કલાક દવા નહીં આપશું, ને જો ફાયદો નહીં જણાશે તો પછી દવા જારી કરી દઈશું; સારૂં નહીં થશે તો ડાકટરને આ વાત કહેવાનીબી શું જરૂરછે, ને તે શું જાંણવાનો છે કે આપણે શું કીધું, વાસ્તે એક અજમાયશ તો જુઓ, જે ખોદા કરશે તે ખરૂં.'

" 'હા જેમ તમોને ગમે તેમ.' ગુલનારે જવાબ દીધો.

" 'સાધુ બાવા, હા, તુમ તમારે ગમે તેમ કરો, ઈસિકી માને હા કહા.' પડોસણ બોલી.

" 'દેખો માઈ. હમારેકુ એક પેસા લેના હરામ હે, નારાયણને હમકુ કોઈ બાતસે ખાલી રખા નહીં હે, તુમ કહો તો, એક પલકારેમેં સોનાકા પાહાડ ખરા કર દઊં; લેકીન, હમારી કીયા સીધ કરના હોગા. ઉસમે જે સીક્કા ડાલોગે ઓ સાધુઓકું ખીલાનેમે કાંમ લગાઊંગે ઊસકા તુમારેકુ પુન્ય લગેગા. મેં નહીં કેહેતાહું કે તુમ ચાંદીકે સીકકે ડાલો,તુમારા દીલ ચાહેતો તાંબાકા સીક્કા ડાલીયો, એતો જેસા એક હાથસે ડાલના એસા દુસરે હાથસે લેનેકા હે; તુમ કહો તો મેરી કીયા લગા દઊં.'

" 'ઈદર પઈસાકી કંઈ ખોટ નહીં હે તુમ જલદી કરો, નહીતો અબી ડાકટર સાહેબ આવેગા, ઊસકા આવવાકા વખત થયા હે.' પડોસણ બોલી.

" 'બૌત અચ્છા, અબી મેરી જડીબુટી મતરકે ખીલા દેતાહું, તુમ એક પલ્લા લે આઓ મેં મેરી કીયા કર લઊં. મજબુત પલ્લા લાઈઓ, નહીતો તુટ જાયગા તો ખરાબ કરેગા.'

" 'પલ્લા તો કયા, બાવાજી,' દાસીએ પુછયું.?

" 'અરે જીસ્સે તુમ લોક સૌદા તોલ લેતે હો ઓહી તો.

" 'ઔર માઈ, તું સીકકોકી થેલીઆં લે આઓ, એ દોનો બચ્ચાંકુ ઉસસે તોલ કરના પડેગા, ઔર ઉસમે જડીબુટીકી કીયા સીધ કરના હોગા; કોઈબી જાતકે સીકકે ચાહીએ, ચાહે તાંબેકે, ચાહે રૂપેકે.

"એટલા બધાતો પૈસાબી ગુલનારની પાસે નહીં હતા, અને રૂપીયાબી નહી હતા; તેણીની પાસેતો વારસામાં મલેલી મોહોરોની થેલીઓજ હતી. હવે તે વટાવીને તોલાવવા જાય છેતો તેટલાંમાં ડાકટર આવી પોંચશે એવી સઘળાંને ધાસ્તીછે. ગુલનારે પોતાની પડોશણ સાથે મસલત કીધી, તેણીએ કહ્યું કે મોહોરો લાવી આપો, મોહોરો તરફ જોઈએકે પ્યારાં છોકરાં તરફ.

"ગુલનારે દોડતીકે મોહોરોની બે થેલી, દરેક બબે હજારની. પાસેના ઓરડામાંથી લાવીઆપી.

"પેલી મોહોરોની થેલી સાધુબાવા આગલ મુકી. પડોસણ બોલી, 'લેવો સાધુ બાવા, તમારી કીયા કરવા માટે.'

"સાધુ બાવાએ એક તરફ ત્રાજવાંમાં એક છોકરાંને બેસાડયું અને બીજી બાજુના ત્રાજ-

વામાં મોહોરો મુકીને સમતોલ કર્યું. અને તે મોહોરોના ઢગલા ઉપર એક જડીનુ છોડું સાત વખત ફેરવ્યું, અને કાંઈ મંત્ર ભણ્યો. ને છોડું પેલાં બેમાંના એક છોકરાંને ઘસીને પાયું, અને એજ ક્રીયા બીજા છોકરાંને પણ કરી.

"પેલી જડીમાં કાંઈ એવો ગુણ હતો કે, તુરત ઝાડો. પીશાબ, અને ઓકારી બંધ થઈ ગયાં, અને છોકરાંઓએ પીવાનું પાણી માગ્યું. અને આંખો ખોલીને બોલતાં થયાં.

"સઘળાંઓ જોઈને તાજુબ થઈ ગયાં, અને દરેકનાં મોડાં ખાલતી કળીની મીસાલ ખુશી ભરેલાં થયાં.

"પા કલાક સુધી સાધુબાવા, પોતાની શરત પ્રમાણે થોભ્યા, અને પછી જવાની રજા માગી.

'ગુલનાર, પડોસણ અને દાસી એકે અવાજે બોલ્યાં. 'સાધુબાવા, માફ કરીયો.'

"સાધુબાવા. મોહોરોની થેલી પીછોડીમાં લપેટી, ખાંધે મારી. ચાલતી પકડી ગયા.

"બન્ને છોકરાંઓએ એક પછી એક ફરીથી પીવાનું પાણી માંગ્યું, તે ગુલનારે તેમને આપ્યું.

"થોડીવાર રહીને બન્ને છોકરાંઓ બોલ્યાં—'માએજી હમને ઊંઘ આવેછે ? '

" 'મારાં પ્યારાં. હવે તમે સુવો,' ગુલનારે ખુશીથી કહીને તેમને મખમલની ગાદીના બીજા એક સોજા પલંગ ઉપર સુવાડયાં.

"થોડી મીનીટ ગઇ, અને ડાકટર સાહેબની ગાડી આવી.

"ગાડીનો ખખડાટ સાંભળતાંની સાથે પેલી પડોસણ બાઈ ઉઠીને ડાકટરને આવકાર દેવા સાંમી ગઈ.

" 'આવો ડાકટર સાહેબ. ભલે પધાર્યા;' પડોસણ હસતે મુખડે બોલી.

" 'કેમ તમારાં છોકરાં સારાંછે?' ડાકટર સાહેબે પણ હસતાં હસતાં પુછ્યું.

" 'હાજી,' ગુલનારે ધીરજથી જવાબ દીધો.

"પછી પેલી પડોસણે પેલા સાધુ બાવાની સઘળી વાત માંડીને કહી, અને તે ડાકટર સાહેબે તાજુબીની સાથે કાંન ધરીને સાંભળી.

" 'બાઈ, તમારી રજા હોયતો, આ છોકરાં સુતાંછે, છતાં. તેમને મારે જોવાની ખાયશ છે.' ડાકટરે ઈનતેજારીથી કહ્યું.

" 'નહીંજી, હમણાં જરા સુવા દેશોતો સારૂં;' પડોસણે જવાબ દીધો, 'હજુતો દસેક મીનીટ થઈ સુતાંછે.'

" 'છોકરાંઓનાં ચેહરા ધાસતી ભરેલો દેખાવ આપેછે, સબબ મારે તેમની નાડી જોવીછે.' ડાકટરે જરા મોટે સાદે કહ્યું.

"દરેક જણ ફીકકે ચેહેરે ઉઠી ઉભાં, અને ગુલનાર બોલી, 'હાજી, બેલાશક જુઓ.'

"ડાકટરે બન્ને છોકરાંઓની નાડી, હાથ, પગ, માથું અને છાતી બારીકીથી તપાશી જોયાં, અને દલગીરી ભરેલે સાદે બોલ્યો, 'અફસોસ ! બન્ને છોકરાં સદાની મીઠી ઊંઘમાં સુતાંછે, અને સઘળુ પુરૂં થઈ ચુકુંછે;' એટલું કહી ડાકટર નીચે ઉતર્યો.

"ગરીબ બીચારી ગુલનારના શા હાલ? તેણીની હાય અને અફસોસ, તેણીની રડારોળ

ના પોકાર, અને તેણીની દુખ ભરેલી ચીચીરીયારીથી તે તરફના આખા લત્તાના લોકોથી ઘર ભરાઈ ગયું; તેણીએ જોયું કે આ પઈસા, આ રૂપીયા, અને આ મોહારોની થેલી ખરેખર નકામીછે; આવા દરેક દુખના ઘા વખતે તેણીને તેણીની એક પળની ભુલ, અને ત્રણ શબ્દનું ભુલ ભરેલું વાકય યાદ આવી, આ દુખમાં અતીશય આગ લગાડતાં હતાં.

* * * * *

"આ બનાવને બાર મહીના વીતી ગયાં, અને પપેતીની આગલી રાતના, ગુલનાર પોતાના ઓરડામાં પોતાનાં છોકરાં અને ધણીના ગમની ગીરફતારીમાં બેઠેલી હતી. તેણી હાલમાં પોતાના મામાને ઘેર આવી રહી હતી.

"આજ દીવસે તેણીનો ધણી, તેણીના હેવાંનીયત શબ્દોથી ગુસ્સે થઈને, ચાલી ગયો હતો; આજ દીવસે તેણીનાં છોકરાં ચોરાઈ ગયાં હતાં; આ વાતને આજે આંઠ વરસ પુરાં થયાં તે વાતનો ખ્યાલ તેણીના દીલમાં રમી રહયો હતો, અને આંખોમાંથી આંસુની ધાર વહી રહી હતી. તેણીનો ધણી કયાં ગયો? પેલી ચાલતી આગગાડીમાં તેણીએ પોતાના ધણીને જોયો તે પછી આજની ઘડી સુધીમાં તેણી પાછો જોવા પાંમી નહીં. અથવા તેને વીશે કશું સાંભળ્યું નહીં. શું તે મરી ગયો? અથવા શું તે તેણીને તદન ભુલી ગયો?

"વરસ ઉપર વરસ, મહીના ઉપર મહીના દીવસ ઉપર દીવસ. તેણીએ પોતાના ધણીને આવવાની રાહ જોઈ જરૂર તે આવશે; એવી આશામાંને આશામાં સઘળી જુવાંની અને ખુબસુરતી તેણીના પુરી થવા આવી. તેણીએ પોતાના ધણી શીવાય કોઈનું પણ ધ્યાંન ધર્યું નહીં. દુનીયાંની ન્યાંમત ચીજોમાંથી માગે માગે અને માગે પોતાના ધણીને કે જેને તેણી ખરાં જીગરથી ચાહાતી. પણ આંઠ વરસ, છાતી ફાડી નાખે તેવાં લાંબા વરસના વરસો, હમેશનાં ચાલ્યાં ગયાં, પણ હજી તેણીનો ધણી હાથ લાગતો નથી.

"'ખોદાએ મારાં છોકરાંઓનો પત્તો આપ્યો ખરો,' તેણી બોલી, 'પણ મારો ધણી મને ફરીથી કદી પણ મલનાર નથી.'

"તેણી જમીન ઉપર ગુંટણ માંડીએ પડી. દીલમાં ખોદાને આરાધ્યો. અને નાઉમેદીથી જીગરના લોહીની આંસુની વેહતી ધારાથી ભરેલી આંખો સાથે બોલી, 'ઓ? જગતના તારનાર અરે રેહમી કીરતાર મારો ગુનાહ તું માફ કર.'

"એ રાતના તેણી સુતી. તેણીએ એવીતો મધુર નીંદ્રા ભોગવી કે કોઈ દીવસપણ તેણીએ આ આંઠ વરસના દુખી દરીયાવમાં નીંદ કાહડી નથી; અને બીજા દહાડાની સવાર પડી. એ દીવસ તે નવમાં વરસની પપેતીની બાંમદાદ હતી.

"સવારના પોહોરમાં પાછો તેણીએ ખોદાને આરાધ્યો અને પોતાની એ દીવસની સવારની નમાજ પુરી કરી, તેણીએ ખોદા પાસે ચાહ્યું. હે કીરતાર! હવે મારા ધણીને જલદીથી મેલવ; એટલું બોલી રેહતાંની સાથેજ, તેણીની દાસી ઓરડામાં દાખલ થઈ અને બોલી, 'માફ કરજો બાઈ સાહેબ. હું તમારી બંદગીમાં ખલલ કરવાને બીલકુલ ચાહાતી નથી, પણ નીચે એક છોકરો ઊભોછે, તેણે મને આગ્રહ કરીને કહ્યુંકે આ ચીઠી હમણાંને હમણાં તારાં બાઈ સાહેબને આપી આવ.'

'પેલી વીંટાલેલી ચીઠી લેવાને સારૂ ગુલનારે પોતાનો હાથ લાંબો કીધો. તેમાં ફકત એકજ લીટી લખેલી હતી, પણ તેમાંના હરફ જોતાંની સાથમાં, છાતી વીંધી નાખે તેવી. તેણીએ એક ચીસ પાડી. અને કુદકો મારીને ઉભી થઈ.

"'મારી પાસે આવ ગુલનાર હું મરી જાઊછું; અને એક વખત છેલ વેલી તને જોવા ચાહુંછું.

"વરસાદ અને પવનનાં તોફાનમાં થઈને તેણી ગઈ, અને એક કંગાલ ઓરડામાં તેણીએ પોતાના ધણીને જોયો.

'જેવી તેણી તેના બીછાંના આગળ ગઈકે, તેણે પોતાની લોપનવાળી આંખો ખોલી, અને ફીક્કા સોકાઈ ગયલા ચેહરાથી તે જરા હસ્યો.

"કોણ ગુલકે?' તેણે ધીરેથી કહ્યું. 'મે ધાર્યું કે તું આવશે? અને જ્યાં સુધી તારો પ્યારો ચેહરો હું જોઉં નહીં ત્યાં સુધી હું મરીશ નહીં, મારી પાસે આવ અને તારી તરફ મને જોવાદે.'

"તેણીએ પોતાના ધણીને જે રીતે ચીડવીને ગુસ્સે કરી નાખ્યો હતો તે સઘળો તેનો ગુસ્સો સાંત કરવાને માટે, તેણીએ તુરતજ તેને પોતાની બગલમાં લીધો, નવધાર આંસુએ રડી. અને તેના ગાલ તથા હોઠ ઉપર ચુમીઓના વરસાદ વરસાવ્યા.

" 'અરે, જમશેદજી, આખરે તમે મને મળ્યા? મારા પ્યારા. તમારી રાહા જોતાં જોતાં હું થાકી અને મારા જીવના ટુકડે ટુકડા કરી નાખ્યા હતા; શામાટે તમે જલદી નહીં આવ્યા?'

"તેણે ગુલનારનું મોહડું પોતાના મોહડાં આગળથી ખસેડી નાખ્યું, અને તેણીની સામાં જોવા લાગ્યો.

" 'શા વાસ્તે, ગુલ. તું મને ખરેખર એ પ્રમાણે માગતીજ હતી? હું આવતો હતો, પણ સરવેથી પેહલાં મેં તવંગર થવાની યત્ન કીધી; મેં સારી પઠેમ જાણી લીધું હતુંકે તને મારી જરૂર નથી પણ દોલત જોઈએછે, દોલતવાંન જોઈને. કદાચ, તું સાથે વધુ વખત રેહવાને પસંદ કરતે. મેં બહુ સખ્ત રીતે ઉદ્યોગ કીધો ગુલનાર, અને હું તવંગર થયો. અને આવવાને સારૂં નીકળ્યો. પણ હું રસ્તામાં લુટાઈ ગયો, અને તારી પાસે આવી હાલતે આ' શકયોનહી.'

'અરે. મારાં જાંન, શામાટે નહી? હું ફક્ત તમનેજ ચાહાતી અને માંગતી હતી? હું હવે દોલત વીસે કદી એક શબ્દ પણ બોલીશ નહીં—અને માફ કરો, મારા પ્યારા ધણી.'

" 'શું એમજ છે ગુલનાર? તારાં મોહડાંમાંથી આ રીતનાં શબ્દો મને કેવા મીઠા લાગેછે. મેં તને આ સઘળો વખત સુધી ચાહી. મારી પ્યારી, પણ મારી પાસે એક પઈસો નહી તેવી સ્થીતીમાં હું તારી આગલ આવી શકયો નહીં.'

" 'તમે પાછા આવ્યાછો—તમે મારી આગલછો—હું તમોને મારા હઈડાંના હાર કરી મારે ગલે બાંધુંછું. જયારે ખોદાએ આપણને સાથે મેલ્યાંછે તો કાંઈ પણ ચીજ હવે આપણને કદી પણ પાછા જુદાં પાડી શકશે નહીં.'

" 'પણ હું મરી જાઉંછું. ગુલ—મને લાગેછે કે મારા દીવસ ભરાઈ ચુકાછે.'

" 'હા મારા જાંન, તમારાં દુખ અને મુશીબતોના દીવશો પુરા થયાછે—તમારી સુખી જીંદગી હવે નવેસરથી સરૂ થશે મારી સાથે ઘેર આવો, અને હું તમોને સારા કરીશ.'

"છાતી ફાડી નાખે એવી આઠ વરસની કડવી જુદાઈ પછી, તેઓ બન્ને ધણી ધણીયાની સાથે ઘેર ગયાં."

અને શું તેણીએ પોતાના ધણીને સારો કીધો—ખચીત તે નહીં મરી ગયો, હેં મોટાંમાએ.? શીરીને મોટાંમાએને પુછ્યું

મોટાંમાએ પોતાની આંસુથી ભરેલી આંખો લુંછી અને જવાબ દીધો 'મારાં પ્યારાં છોકરાં તમે ધીરજથી સાંભલો, હજુ ઘણું સાંભળવાનું, અને તે ઉપરથી તમોને ચાંનક મલે તેવું, આગળ આવેછે.

"ઘેર ગયા પછી તુરત ડાકટર રૂસતમજીને બોલાવવામાં આવ્યા," મોટાંમાએ વાત આગલ ચલાવી, "કેજે ડાકટરે એ છોકરાંઓની વખતે પણ બહુ કાળજીથી દવા કીધી હતી. પણ કમ-

નશીબ ગુલનારનો એક નજીવો ગુનાહ, તે ગુનાહ ખોદાની નજરમાં એક મોટામાં મોટો હતો; આવી વાતને આપણે એક સાધારણ ભુલ ગણી કાડીએ, પણ તે કીરતારની નજરમાં— ઓરત જાતનાં બાગમાં—એથી મોટો ગુનાહ બીજો કોઈ નથી. બીજા હરકોઈ ગુનાહની માફી ઓરત જાતને મલી શકે પણ પોતાના ખાવીંદની સામાં એક શબ્દની નાફરમાંની, અથવા બેવફાઈ, કીધી હોય તો તેણીને, કદીપણ, ખોદા તારણ આપી શકે નહીં.

'સઘળી જોઇતી મહેનત, દવા અને દોલતની કાંઈ પણ કસર હતી નહીં; છતાં તે સઘળું ખોદાના હુકમ આગળ નકાંમુ ગયુ. ડાકટરોના પોથા કીમતી દવાઈઓ તથા જાત જાતનાં નવીન સોધોના હથીયારો તે ખુદરતી શકતી આગલ ચાલી શક્યાં નહીં. ચોવીસ કલાકના અરસામાં ગરીબ બીચારી ગુલનારનો ધણી તેણીની નજર આગલથી સદાનો ગુમ થયો. તે પોતાની પ્યારી ગુલનારને ખરાં જીગરથી ચાહાતો હતો તેની છેલી મુરાદ એજ હતીકે મરતાં પેહલાં એક વખત ગુલનારનો ચેહેરો જોઉં, તે કીરતારે તેની મુરાદ તેને બખશી, અને છેલી ઘડીએ ખુશીમાં તેણે પોતાનો જાન છોડયો, અને બેહેસ્તમાં મુકાંમ કીધો.

"પણ હવે ગુલનારની વાત સાંભલો? મારાં પ્યારાં છોકરાંઓ, તમે રડો નહીં; જો તમને વાત નહીં સાંભલવી હોયતો હું તમારી ખુશીને ખાતર બંધ કરીશ:

ના, મોટાંમાએ, સઘળાં છોકરાંઓ આંખો લુંછતાં લુછતાં ઉભાં થઈ બોલ્યાં.

તમારી વાત અધુરી મુકશો નહીં, પણ હમે શું કરીએ, હમારેથી રડી પડાય છે. હમે હમારૂં દીલ ગમે તેટલું વારીએ તોપણ, વાત એવીછેકે, હમારી આંખોમાંથી આંસુ વહેછે.

'સાંભલો, હવે બહુ નથી; મોટાંમાએ આગલ બોલવા માડયું.

"ગરીબ બીચારી ગુલનાર, તેણી ઉપરનાં દુખની, છોકરાંઓ, તમારી ઉપર એટલી અસર થઇછે કે હવે વધુ વીગત આપવી હું જરૂરનુ જોતી નથી. તેણી શું હાલતે પોંચી તે સઘળું તમે જોઈ લીધુંછે; પણ હવે તેણીની હાલત ફેરલાઈ ગઈ. તેણી જે આશામાં ને આશામાં ગમગીન, અને વીચારમાંને વીચારમાં મશગુલ રહેતી હતી, તે સઘળું તેણીના દીલમાંથી ખસી ગયું.

'મારા પ્યારાં છોકરાં, તમે સમજી શકશો નહીં, પણ હું તમારી ખાતરી કરીશ; એક ખુની આદમી ઉપર જયાંસુધી તોહમત ઉભુંછે ત્યાં સુધી તેને ઊંઘ આવશે નહીં. પણ જે દીવસે તેને ફાંસી દઈ મારી નાખવાનો હુકમ કરવામાં આવેછે તે દીવસથી તે નીરાંતે ઊંઘ લેરેછે. કારણ, તેની અસ્વસ્થ હાલતમાં સ્વસ્થા પેવસ થાયછે. અને શું થવાનું તે નક્કી થઈ ચુકેછે. એજ દાખલો ગરીબ બીચારી ગુલનારના દુખી દીલને લાગુ પડેછે.

"તેણીની સઘળી આશાનું સેવટ આવી ચુકયું. તેણીને હવે કાંઈ પણ જોવાનુ કે સોધવાનુ રહ્યું નહીં. તેણીએ હવે રડવું છોડી દીધું અને એક અરધ બેહોશ હાલતમાં સદાની પડી. તેણી ઊંધાએ, તે શીવાયનો સઘલો વખત એક બાવલાંની માફક ટગર ટગર જોયા કરે, કોઈનો પણ સવાલનો તુરત જવાબ દઈ શકે નહી અને ખાવું અને પીવું તજી દીધું.

'તેણીનાં ધણીના મરણ પછી દરરેજ પેલો ડાકટર દયાને ખાતર, દીવસમાં બે ત્રણ વખત તેણીની મુલાકાત લેતો, અને પોતાની બઈરીને દીવસનો ઘણો ભાગ તેણીની આગલ બેસાડી રાખતો.

"ડાકટર રૂસતમજી પણ તેણીનો હમદીન હતો, તેની બઈરી સુનાબાઈ એક સદગુણી, ભણેલી, અને ઠરેલ બાઈ હતી. તેણીએ પોતાથી બનતો દીલાસો ગુલનારને આપવા માડયો. ઘણી ઘણી અસરકારક વાતો કરી ગુલનારનું દીલ રીઝવવા માડયું, પણ તેની કશી અસર થઇ નહીં.

"એ પ્રમાણે અને એવી ને એવીજ હાલતમાં બીજા બાર માસ ગુજરી ગયાં, ડાકટર રૂસતમજી અને તેની ધણીઆંની સુનાબાઈ પણ દરરોજ તેણીની સેવામાં હાજરછે. અને પાછે સપટેમબર મહીનાનો પેલોજ દીવસ આવી લાગ્યો; આ દીવસ તે નવરોજનો સુભ દીવસ હતો.

"સવારના પોહોરમાં ડાકટર રૂસતમજી તથા તેની ધણીઆંની બન્ને જણાં સાથે ગુલનારની પાસે આવ્યાં, અને રાબેતા પ્રમાણે ગુલનારને રીઝવવાને શારૂં કાંઈ કાંઈ વાતો કરે, પણ તેણી કશો ઉત્તર વાલે નહીં.

"ડાકટર રૂસતમજી તથા સુનાબાઈ આજે પોતાને ઘેરથી મસલત કરીને આવ્યાં હતાં, તેઓએ ઠેરાવ કીધો હતો કે તેણીનાં દીલમાં શું વાત દસેલીછે તે જ્યાં સુધી પ્રગટ પડે નહીં ત્યાં સુધી એનો કશો ઈલાજ નથી. તેઓએ આજનો ફુરસદનો વખત હાથ ઉપર લઈ તેણીને પુછવા માડયું કે 'કમનસીબ બાઈ, તમે હમને કહો. તમારા દીલમાં શુંછે?'

"આ અને આજ સવાલ બન્ને માડી બાઈએર તેણીને વારંવાર કીધો, અને તેની અસર ગુલનારના દીલ ઊપર કાંઈક થયલી તેમને લાગ્યું. જ્યાં સુધી તેણીની તરફથી જવાબ મળ્યો નહીં ત્યાં સુધી ઉલટાવી ઊલટાવીને એજ સવાલ પુછયો, અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેણીના ચેહરામાં પ્રકાશ વધવા લાગ્યો. તેણીના ફાટેલા ડોળા ઠામ પડવા લાગ્યા, અને હમણાં કાંઈક વાતનો ખુલાસો કરશે એવું તે બંને જણાને દેખાવા લાગ્યું.

"એક પળવારમાં તેણી કાંઈ બોલવા જતી હતી, પણ તેણીના દાંત પીસાઈ ગયા અને આંખોમાંથી આંસુની ધારા. બહુ લાંબા વખતની શાંત ચુપકીદી પછી. એકદમ વેહવા લાગી. તેણી ખુબ રડી રહી ત્યારે તેણીની છાતી ખુલી અને એક અકલમંદ આદમીની માફક બોલી,

"'હું ચાહુંછું. મારા મેહરબાન બાઈ અને મારી કદરદાન બેહેન, તમોએ મારાં ઘરમના માબાપની જગો રાખીછે, તમો મારી ઉપર આટલી માયા અને મેહેરબાની રાખોછો, ખોદા તમારૂં ભલું કરો, પણ હવે તે કીરતાર મને આ ફાંની દુનીયાંમાંથી જેમ બને તેમ જલદી ઊઠાવી લેએ.'

"'અરે? એ શીવાય કાંઈ બીજું?'

"'ના. કાંઈજ નહીં.'

"'અને જો તમારી મખસદ પાર પાડવામાં હમો મદદ કરીએતો—,'

"'તો હું તમોને આ મારી સઘળી દોલત લખી આપું.'

"'ના, એવું હમે ચાહાતાં નથી. પણ કાંઈ જુદીજ કબુલાત હમો ચાહીએ છઈએ.'

"'મારી મુરાદમાં હું પાર પડું તેમાં જો કાંઈ પણ મદદ તમે મને કરી શકતાં હોઓ તો, તમે જે માગો તે, પણ નીરદોશ કબુલાત આપવાને હું ખુશીછું.'

"'હમો ચાહીએ છઈએ, અને તમારી માગી મુરાદ કયારે હાંસલ થાય, કે તમે આગલી વાત ભુલી જઈને ખુલ્લી હવામાં ફરો, અને ખોદાનુ ધ્યાંન ધરો.,

"'તમો, મારાં માયાળુ, જે પ્રમાણે કહો તે પ્રમાણે કરવાને હું કબુલ છઊ.'

"'ચાલો ત્યારે હમે આતશબેહેરાંમ જઈએ છઈએ અને હું ચાહુંછું કે તમે પણ હમારી સાથે આવો.'

"'મોટી ખુશી સાથે હું તઈયાર છું.' ગુલનારે હરખભેર જવાબ દીધો.

"ડાકટર રૂસતમજીએ, પોતાના એક નોકરને પોતાને ઘેર મોકલીને, જંદઅવસ્તાની કેટલીક ચોપડીઓ મંગાવી, અને ગાથાવાંનીના કેટલાક ચોકસ ફકરા દેખાડી, ગુલનારને આત-

શબેહરાંમમાં ભજુવાને સારૂં આવ્યા.

"'હું એ ભાષાનો અર્થ સમજતી નથી. અને સુધારાવાલા કહેછેકે જે ભાષા સમજતાં હોઈએ તેજ ભાષામાં બંદગી કરીએ તોજ તે કાંઈપણી ઉપયોગનીછે, અગર નહીંતો તે સઘળું નકાંમુંછે; ત્યારે તમે મને એનો ગુજરાતી તરજુમો નહીં મંગાવી આપોકે હું તેજ ત્યાં ભણી જાઉ.'

"'ના, જંદઅવસ્તા શીવાય બીજી કોઈ પણ ભાષામાં બંદગી કરવી જોઈએ નહીં. હું તમોને ગુજરાતી ભાષામાં બંદગી કરવાની સલાહ આપી શકતો નથી. તમે જુઓછો કે હું ડાકટરછું, પણ મારા બાપ મોટાદસ્તુર હતા. અને મેં મારી ખાતરી કરીછે કે એજ ભાષામાં બંદગી કરીએ તોજ તે બંદગી, અગર નહીંતો તે બંદગી કેહવાયજ નહીં. સુધારાવાલાનું બોલવું એવું છે કે જેમાં તેઓએ કવીને ધરમગુરૂ ગણ્યોછે પણ એ બન્ને ફરજ એક એકથી જુદીછે. મેં પોતે અજમાયશ કીધી, મેં પોતે ગુજરાતીમાં બંદગી કરી જોઈ, પણ જંદઅવસ્તા ભણતી વખતે જેવું મારૂં દીલ ખોદા તરફ ખેંચાતું તેવું તે વખતે નહીં. વલી મેં ફારશી મોનાજાત, દસ્તુરોની જોડેલી. પણ ઘણી વખત ભણીછે. તેની અસર પણ જંદઅવસ્તાના જેટલી નથી. જંદઅવસ્તા અને નાચનારી બાઈડીઓના ગાયણ એ બેઉને તમે એક સરખાં તો ગણસો નહીં, પણ સુધારાવાલાનો બોલવાનો અર્થ એવો છેકે તે બન્ને એકજ છે. નાચનારી નાયકણો પણ ખોદા ઉપર ગાયણ ગાયછે, ત્યારે શું તે ગાયણ અને બંદગી યાને નમાજ વચે તફાવત હોયજ નહીં. હું એટલુંજ કહુંછુંકે જો કોઈબી સખ્સ પોતાની ખાતરી કરશે તો તેને જણાશે, કે જંદઅવસ્તા ભણતી વખતે આદમીના દીલમાં એકજાતનું ખાશ તેજ ઉતપન્ન થાયછે તે બીજી કોઈપણ ભાષામાં બંદગી કીધાથી થતું નથી. આનો સુધારા વાલાઓનુ ઊભું કીધેલું એક કારણછે. તેઓ કદીપણ બંદગી કરતા નહીં હતા, બલકે તે લોકો નાસતીકની માફક બંદગી કરવાને કંટાલેછે; એથી ઊલટું તે લોકો બીજી રીતનાં ગાંન તાંનમાં હમેશ મશગુલછે. તેનેજ તેઓ બંદગીનુ રૂપ આપવા માગેછે, કે જેથી તેઓને માથે બંદગી નહીં કરવાનો કલંક ચોંટે નહીં. પણ ખાતરીથી માનજો અને સુધારાવાલા કહોકે જુવાંનીઆ કહો, પણ જેમનુ દીલ ખોદા તરફ હશે તેતો કદીપણ ગુજરાતીમાં બંદગી કરવાની નીર્થક મેહેનત માથે ઉઠાવશેજ નહીં. આખરે, એ બાબદમાં, હું એટલુંજ કહુંછું કે, અગરજો, જંદઅવસ્તાનો અર્થ સમજીને તેમાં બંદગી કરવી વધારે સારૂંછે, તોપણ ગમે તેવી હાલતમાં બંદગી તો જંદઅવસ્તામાંજ કરવી સજાવારછે.'

"આટલી વાતચીત પછી ત્રણુકે જણાં એક ગાડીમાં સ્વાર થઈ આતશબેહેરાંમ ગયાં, અને તે જગોએ ગુલનારે જે આસ્તા અને ભાવથી ખોદાનુ ધ્યાંન ધર્યું તે પ્રમાણેની બંદગી દુનીયાંનાં ઘણાં થોડાં લોકો કરતાં હશે. તેણીને નીમી આપેલા બંદગીના ફકરા પુરા કર્યા પછી, તેણી ગુઠણુમંડીએ બેઠી, આતશને કેબલો કરી, તેણીએ પોતાના દીલમાં ખોદાને આરાધ્યો, અને આંસુની વેહતી ધારાથી ભરેલી આંખો સાથે, તેણી હાથ જોડી પગે પડી, ખરાં જીગરથી પોતાના ગુન્હાની માફી ચાહી, અને આખરે ખરેખરા ભકતી ભાવથી ખોદા પાસે માગ્યું:—ઓ તું રહેમી કીરતાર; અરે તું જગતને ગુનાહામાંથી તારનાર; ઓ, તું ખોદાવીંદ તાલા, મારો સર્વથી મોટો ગુનાહ તું માફ કર, અને હવે મારાં પ્યારાં ધણી તથા છોકરાં, જે હમેશની ખુસંદ

જગોએ જઈ બેઠાંછે, તેમની આગલ મને તું પોંચાડ અને તેમની સાથે મને મેલવ.'

"ગુલનાર જે બોલી તે એવા તો ખુલ્લા અવાજથી, અને એવીતો સરવેને સમજ પડે તેવી ભાષામાં, કે તેથી તે જગોએ જેટલા મરદ તથા ઓરત બંદગીમાં મશગુલ હતાં તેમનું ધ્યાંન તેણીની તરફ ખેંચાયું; અને ધ્યાંન ખેંચાયું એટલુંજ નહીં, પણ જેવી તેણી બોલી રહી કે તુરત, વીજલીની માફક આતશમાંથી એક ચમકારો થયો. અને સરવે લોકોની સમક્ષ ખોદાએ તેણીની ખાતરી કરી કે, 'તારી અરજ મેં સ્વીકારી' તારો ગુનાહા માફ કીધો છે.

બંદગીથી ફારેગ થઈ પાછાં ફરતી વખતે ગુલનારને ડાકટર રૂસતમજી પોતાને ઘેર લઈ ગયા. અને બાકીનો આખો દીવસ, ડાકટરના પરોણા તરીકે, તેણીએ ત્યાંજ ગુજાર્યો.

"બીજી બાજુએથી જે લોકો આતશબેહેરાંમમાં ગુલનારની બંદગી વખતે હાજર હતાં, તે લોકોએ ત્યાં બનેલા બનાવની હકીકત આખા શેહેરમાં ફેલાવી; ગુલનાર કોણછે તથા તેણીની જીંદગીનો હેવાલ શું છે તે જાંણવાને સારૂં લોકોની ઈનતેજારીનો કશો પાર નહીં હતો. ઘણાં સારાં સારાં આદમીઓ ડાકટર રૂસતમજીની મુલાકાત લઈ ગયાં. અને તે લોકોની મુલાકાત લેતાં એટલેતો કંટાલો ખાધોકે, ડાકટર રૂસતમજીએ ગુલનારની પરવાંનગી પુછી કે જો તમે અને રજા આપોતો, આજને આજ તમારી જીંદગીનો હેવાલ છપાવીને બાહાર પાડવાની જરૂર છે. આતશબેહેરાંમમાં બનેલા બનાવ પછી તમારે વીશે લોકોની ઈનતેજારી બહુ ફેલાઈછે, અને તેથીજ આજે મારે ત્યાં લોકોની ધમાલ પડેછે.

"ગુલનારે મોટી ખુશીથી રજા આપી.

"ડાકટર રૂસતમજી તેણીની સઘળી વાતથી વાકેફ હતા, તેઓએ તુરત તેણીની જીંદગીનો હેવાલ ટુંકમાં લખવા માંડયો. બે કલાકના દરમ્યાનમાં સઘલો હેવાલ લખાઈ રહયો, તે એક છાપાખાંનાવાલા ઉપર મોકલી આપ્યો. અને તે સાથે એક ખાંનગી ચીઠી લખીને તેને સમજુત આપીકે, આવતી કાલે સવારથી એની છાપેલી નકલો, તમોને વાજબી લાગે તે કીમત લઈ, લોકોમાં પ્રસીદ્ધ કરવી. તેજ છાપખાનામાંથી દરરોજ સાંજરે એક ન્યુસ બાહાર પડતું હોવાથી, તેના માલીકે તેમાં એક જાહેર ખબર પ્રસીધ કરી કે, 'આવતી કાલે સવારથી ગુલનારની જીંદગીના હેવાલનું ચોપાનીયું આ છાપખાનામાંથી એક પઈસાની કીમતે મળશે.' તે પ્રમાણે બીજે દીવશે સવારથી તે ચોપાંનીયાંની માંગણી ઉપર માગણી શરૂ થઇ, બે દીવસમાં હજારો નકલ ખપી ગઈ, અને તે ઉથલ પાથલમાં તે છાપાખાનાંને સારી રકમનો નફો થયો.

"હવે ગુલનાર તરફ નજર કરો. કોઈ એક નવી જીંદગીની શરૂઆત જોઈને ખુશી થાય તે પ્રમાંણે તેણી પુર ખુશીમાં આવી ગઈ; તેણી ગમે એવી છતાં, એક ફુલના ઢગલા જેવી થઈ ગઇ. એ સઘળાંનુ કારણ શું હતું? કારણમાં માત્ર તેણીનુ પતીવ્રત અને અસરકારક જંદઅવસ્તામાં બંદગી.

"આખો દીવસ તેણીએ ડાકટર રૂસતમજીને ત્યાં ગુજારયો, અને સાંજરે તેણી પોતાને ઘેર ગઈ. પછી સુવાનો વખત થયો. બીછાંના ઉપર જઈને પણ તેણીએ જે પ્રમાંણે આતશબેહેરામમાં ખોદાને આરાધ્યો હતો તેજ પ્રમાણે ગુટણમંડીએ બેસીને ખરી ભાવ ભકતીથી

ખોદા પાસે હાથ જોડી પગે પડી પોતાના ગુનાહાની માફી ચાહી, અને પોતાના પ્યારા ધણી તથા છોકરાં પાસે બેહેસ્ત મુકામ પોંચવાનુ માગ્યું.

"તે રાતના તેણીએ એવી તો મધુર નીદ્રા ઘોરી, કે એવી મીઠી ઊંઘ આ નવ વરસ દરમ્યાનમાં તેણીએ એકજ વખત ભોગવી હતી, કે જે રાત પછીની બીજી સવારના ધણી તરફની ચીઠી, આઠ વરસની કડવી જુદાઈ પછી, તેણીએ વાંચી હતી. આ દીવસ ગુલનારના બાળમાં, સઘળી વધારે જાણવા જોગ છે. તેણીને એ રાતના આસરે ત્રણ કે સુમારે એક સ્વપનુ આવ્યું. તે જોઈને જેવી તેણી બેદાર થઈ તેવીજ તેણી બીછાંના પરથી ઉઠી. નાહી ધોઈને તમામ સફેદ પોશાક પેહેર્યો, અને સવાર સુધી એક ચીતે ગ... વાંણી ભણ્યા કીધી.

"સવાર પડતાં તેણીએ પોતાની બંદગી પુરી કીધી, પછી સર્વથી પેહેલું કાંમ જે તેણીએ કીધું, તે એ હતું કે, એક સાદા કાગળ ઉપર તેણીએ એક ટુંકું લખાણ લખી નાખ્યું, તે આ પ્રમાણે હતું.:—

" 'મારી સઘળી સ્થાવર તથા જંગમ મીલકત, મારા ઉપર કીધેલા ઉપકારના બદલામાં, મારાં મરણ પછી, ડાકટર રૂસતમજી તથા તેમના ધણીઆંની સુનાબાઈના અખત્યારમાં સોંપુછું; તેઓ, મારાં મરણ પછી, એ સઘળી મારી મીલકત-સ્થાવર તથા જંગમ-પોતાના કબજામાં લે. તથા તેની મરજી પ્રમાણે તેમનો ઉપ્યોગ કરે. એ સઘળી મારી મીલકતના, એ બેઉ માડી બાઈઓને, મારાં મરણ પછી. હું માલીક ઠરાવીછું.'

"આ પ્રમાણે લખીને તુરત તેણી પોતાના ઓટલા ઉપર જઈ ઉભી, એવા હેતુથી, કે કોઈ સારાં માણસ નજરે પડે તો, આ તેણીના કીધેલાં વીલ (વસીયતનામુ) ઉપર સાક્ષી કરાવી લેએ.

"થોડી મીનીટમાં એક દગાડ્ખા ભરેલી ગાડી તેણીના બારણાં આગળથી પસાર થવા આવી, તેવીજ તેણીએ ઈસારત કરીને તે ગાડી થોભાવી. તેમાં બે મરદ બેઠેલા હતા, તેમને તેણીએ અરજ કીધી કે, મેહેરબાંની કરીને, તમે કોણ છો તે, મને કહેશો.?'

"તેમાંનો એક બોલ્યો, 'હું શેહેરનો મામલતદાર. અને આ શાહેબ મુનશફ છે.'

" 'મેહેરબાંની કરીને આ મારાં વીલ ઉપર સાક્ષી કરશો.'

"ગુલનારને એક દીવસના દરમ્યાંનમાં આખાં શેહેરે ઓળખી લીધી હતી, તેથી તે બન્ને સાહેબોએ કશી પણ આચકી વગર તે વીલ ઉપર સાક્ષી કરી આપી.

" તે વીલ લઈને ગુલનારે પોતાની તીજોરીમાં, સાચવીને મુકયું, પણ તે વાત આખર સુધી તેણીએ છુપી રાખી. એટલામાં ડાકટર રૂસતમજી તથા સુનાબાઈની ગાડી બારણાં આગલ આવી તેઓ તેમાંથી ઊતરી ઘરમાં દાખલ થયાં.

"'કેમ છો બેન?' સુનાબાઈએ હસતાં હસતાં પુછયું.

"'તમો બેન તથા આ બાઈસાહેબના ઉપકારની આભારી થઈછું. તમોને હું છેલી સલાંમ કરૂંછું.' ગુલનારે ગંભીરતાથી જવાબ દીધો.

"આટલું સાંભળતાંની સાથેજ ડાકટર રૂસતમજી તથા તેમના ધણીયાંની સુનાબાઈનો ચેહેરો ફીકો થઈ ગયો અને બન્ને જણાંના પેટમાં એકદમ પાછી ધાસ્તી પેસી થઈ કે જાણી આ વહેવામાં વીપતી જેવું શું છે; તેઓ બે મીનીટ સુધી તો સ્તબ્ધ થઈ ઉભાં.

"ગુલનાર, તેમના ચેહરા ઉપરથી પાંમી ગઈ કે એ લોકો સમજીશકયાં નથી, તેથી ફરી ખુલાશાથી બોલી, 'હું ખુશીછું હું સારી પડેમછું.'

"તુરત ડાકટર રૂસતમજીએ આશમા તરફ નજર કરી ખોદાનો ઉપકાર માન્યો. અને સુનાબાઈ ગુલનારને ગળે વળગી પડી; બન્ને બાઈઓની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

"મારાં પ્યારાં છોકરાં, મેટામાએ બોલ્યાં, "આ ઉપરથી તમારી ખાતરી થતી હશેકે બીચારી દુખી ગુલનારનું દુખ તે બન્ને માટી બઈરીએ કેટલું પોતાના દીલમાં ધાર્યું હશે.

"બન્ને બેનપણીઓ અરે! ખરૂં કહું તો બન્ને બેનો, દશેક મીનીટ પછી એક બીજાથી છુટાં પડયાં.

"ઓ? મારી પ્યારી બેન, અરે મારી ધરમની માતાં? અરે? મારા ધરમના બાપ? જોઉછું કે તમે દલગીર થઈ ગયાંછો; પણ મારી જીંદગીનો સર્વથી છેલો હેવાલ હું તમારી આગળ ધરવાને આજે હમણાંજ મને નશીબદાર સમજુંછું. આજ રાતના હું બીછાંના ઉપર સુવા ગઈ, મેં મારી ખાયશ મારા પેદાના કરનાર આગલ ઘણી આજીજી તથા નમનતાઈ સાથે રજુ કીધી અને પછી હું સુઈ ગઈ. હું સુતી ત્યારથી તે પાછલી રાતના ત્રણ વાગા પછી જાગી ત્યાં સુધી એવી તો મીઠી નીદ્રા ભોગવી છે કે તેવી મીઠી ઊંઘ મે મારી આખી જીંદગીમાં કદાચજ ભોગવી હશે. એવી ભર ઊંઘમાં હું પડેલી હતી તે દરમ્યાંન, આસરે બાર ઉપર ત્રણ કલાકને સુમારે મને એક સ્વપનુ આવ્યું, અને તેનેજ આધારે મેં તમોને આવતાનેવાર મારી છેલી સલાંમ રજુ કીધીછે.'

"ડાકટર રૂસમજી તથા તેની નેક ધણીઆંની તે સ્વપનુ સાંભળવાને બહુ ઈનતેજાર થયાં, અને તેઓએ પુછયું કે બહુ લાંબુછે કે કેમ? આજ આપણું નવું સાલ મુબારકછે અને આતશબેહેરાંમ જવું જરૂરછે.

"ગુલનારે ધીરજથી જવાબ દીધો. 'હું ધારૂંછું કે પાંચ મીનીટમાં તે હકીકત હું તમોને કહી રહીશ. જો તમારી ખાયશ હોયતો હમણાં અથવા આતશબહેરાંમ તમે જઈ આવો પછી.

"'ત્યારે શું તમે આજે હમારી સાથે આતશ બહેરાંમ નહીં આવશો?' સુનાબાઈએ ઈનતેજારીથી પુછયું.

"'ના મેં આ સ્વપનુ જોયા પછી પાકો ઠરાવ કીધોછે કે હવે મારે એક ઘડી પણ મારા ઘરમાંથી બાહાર નીકળવું નહીં. તમે આ સામો મોટાં આફરગાંનીયાંમાં બળતો આતશ જુઓછો, તે મેં આજ રાતના ચાર વાગાના સુમારથી જારી કીધોછે, અને હું મારી હઈયાતી સુધી રાત અને દીવસ એજ પ્રમાણે બળતો જારી રાખીશ, અને એનીજ સણમુખ મારી બંદગી કરીશ.'

"'તમારૂં સ્વપનુ સાંભળ્યા શીવાય હમને કશું પણ કાંમ સુજ પડે એવું લાગતું નથી; અને તે શુંછે તે જાણ્યા શીવાય, હમે તમને કાંઈ બોહોશ પણ કરી શકતાં નથી; માટે મેહેરબાંની કરીને તમારાં સ્વપનાની હકીકત પ્રથમ હમને કહો.'

"ગુલનારે પોતાના સ્વપનાંની હકીકત કહી સંભળાવી તે સાંભળોઃ—

"'આજ પાછલી રાતના હું જાગી ઉઠી તે પહેલાં સેજ વખત આગળ મને એ સ્વપનુ આવ્યું. હું જાણે કે જંગલ બીયાબાંનમાં, ઝાડીઓની ભીતર, એવી રીતે ગુંચવાઈ ગઈછું કે, મને મારો રસ્તો સુજતોજ નથી; હું અરધ બેહોશ હાલતમાં, ટગર ટગર જોયા કરતી ઉભી હતી, એવામાં એક બુઢો માણસ, બહુજ જઈફ, સફેદ દાહાડી અને મુછો, તદન સાદા અને સફેદ લેબાશમાં, પગમાં પાવડી, હાથમાં તશબીર, એવા વેશે, મારી સામાં આવતો મેં જોયો, અને મને લાગ્યુંકે ખરેખર કોઈ ફીરસ્તા જેવું આદમી આવેછે; મેં તુરત તેમને નમી નમશ-

ક્ષાર કીધા. અને ઘણીજ નરમાશથી, પણ આંક્રુ
તે મને કહેશો ? તેણે મને ઘણાંજ બુઝુર્ગ અવાજે જ
સાસફંદ, યજદાંના હુકમથી. તારી પાશબાંની કરવાને
સાથેજ મા.ામાં બીજું બોલવાની હોશ રહી નહીં, અને હું
ટગર જોતી ઉભી રહી; આસરે પંદર સેકન્ડની ચુપકીદી પછી,
જે બોલ્યા અને કીધું તે હવે સાંભળો. તેઓએ મને વાશેસ કહ્યું,
'તથા ધણીને સોધવાને આ જંગલમાં આવીછે તે હું જાણુંછું; તું પણ
"જોકે, તારાં પ્યારાં બચ્ચાં તથા ધણી સદાના ગુમ થઈ ગયાં તેનું કારણ શુ
"થઈ શકે એવો ગુનાહ તેં કીધો, અને તેથીજ તારી ઉપર ખોદાનો કોપ વરસ્યો;
"ગુનેગારોને દોજખ શીવાય બીજો કશો રસ્તો ખોદાને ત્યાં નથી, પણ જો કોઈનેબી એથી
"રસ્તે લઇ જવાનો હુકમ યજદાંએ કીધો હોયતો. તે હું ફકત તારા બાબમાં જાણુંછું, અને
"તેનુ એકજ ખાશ કારણછે. આટલી બધી દોલત છતાં, ફાંની દુનીયાંની સઘળી ન્યામત ચી-
...એ તારો હાથ ખાંચ્યો, આખર સુધી તુંએ તારા પોતાના ધણી શીવાય કોઈ પણ
...રૂપને દીલમાં ધર્યો નથી, અને ટુંકમાં, તુંએ પતીવ્રત પાળ્યું તેથી ખોદાએ તને તારણ
...; તારી મુરાદ માફક ફાંની દુનીયાંને સારૂ તો નહીંજ, પણ મીનોઈને માટે ખોદાનો,
...વાશે, સેવટ હુકમ થયોછે. તેણે તારા ગુનાહની માફી બખશીછે, અને નવરોજના પવીત્ર
"દીવસે તેં માગેલી મુરાદ તને ફળશે." મુરાદ તને ફળશે—આટલું સાંભળતાં મને લાગ્યું કે. ખોદાએ મારો ધણી મને પાછો આપવાનો હુકમ કીધો; હું ધાબરી, પણ ખુશીમાં આવી ગઈ; મેં હાથ જોડી, ડોકી નમાવી, ફરી અરજ કરી 'મારો ધણી મારે ઘેર આવશે? મને જવાબ મળ્યો. "તું તારાં ધણીને ઘેર જશે;" હું કાંઈ સમજી શકી નહીં, ટગર ટગર જોયા કીધું; ત્યારે બીજો ઉતર મળ્યો, "તારો ધણી અને છોકરાં ખોદાઈ જહાંનમાં બુલંદ બેહરતને પોંહચી ચુકયાંછે, ત્યાં તને, તારી મુરાદ માફક, ટુંક વખતમાં પોંહચાડવામાં આવશે.'

"'એટલુંજ, પછી તુરત મારી આંખ ઊઘડી ગઈ અને હું મારાં બીછાંના ઉપર બેઠી થઈ. તમે મને તમામ સફેદ કપડાંમાં જુઓછો તેનુ કારણ પણ એજછે. જે ફીરસ્તાને મેં દીઠો તે તદન સાદા અને સફેદ લેબાશમાં હતો, તેથી હું સમજી શકું છું કે મીનોઈ જહાંનમાં જતી વખતે આપણે સાદા અને સફેદ પોશાકમાં રહેવું જોઈએ. હવે હું મારી મુરાદે પોંચી ચુકીછું. અને પોંચી ચુકીછું એટલા માટે નહીં, પણ, મારે મારા પેદાના કરનારની સનમુખ જવાને તઈયાર રહેવું જોઈએ તેટલાજ માટે, મેં પાકો ઠરાવ કીધોછે કે મારે મારા ઘરમાંથી બાહાર નીકળવું નહીં.'

'ડાકટર રૂસતમજી તથા તેમનાં ધણીઆંની સુનાબાઈએ, ગુલનારના સ્વપનાની હકી-કત, ખુબ ધ્યાંનથી સાંભળી પછી થોડોક વખત સુધી તો વીચારમાં બેઠાં. બન્ને જણાંએ છુપી ભાષામાં કાંઈક વાત કરી. પછી ગુલનાર તરફ જોઈને સુનાબાઈએ બોલવા માંડ્યું, 'તમારો વીચાર હમે કબુલ કરીએ છઈએ. હમારામાંથી એક જણ તમારી આગળ રહીએ, અને રૂસ-તમજી જરા બાહાર જઈને આવશે.'

"ગુલનારની આગલ સુનાબાઈ બેઠાં, અને ડાકટર રૂસતમજી આતશબહેરાંમ ગયા. તેઓને પોતાનાં દરદીઓને લીધે, એક જગ્યાએ બેસી રહેવું અશકય હતું, તેથી પોતાનો વખત બને ત્યાં અવાર નવાર ગુલનારની ખબર લઈ જતા હતા; પણ કમનશીબ ગુલનારના દુખ-

...વ વધુ વખત કરવાનું ડાક્ટર અને તેમની

...ણી વાત ચીત થઈ રહી હતી, નવાં વરસનો બીજો ...ઓ, અને ત્રીજા દીવસની સવાર પડી.

...નાબાઈ, ગુલનારની આગળથી બીલકુલ ખસ્યાંજ નથી. ડાક્ટર ...નારના પોહોરમાં સર્વ કાંમ કરતાં પેહેલાં, ગુલનારની મુલાકાતે ...દીવસની, પોતાની સવારની બંદગી પુરી કરી રહીછે, અને ડાક્ટર ...ધણીઆંની સુનાબાઈ તેણીને કાંઈ ને કાંઈ દીલખુશ વાતમાં રોકી ...નક દુખદાયક બનાવ, પણ કમનશીબ ગુલનારનો છુટકો થઈ પડયો. ... બીચારી ગુલનાર તેણી એક આરમચેર ઉપર વાત કરતી બેઠી હતી, એવામાં, ..., તેણીએ પોતાની ધડ ઝોકાવી દીધી, આરમચેર ઉપર પડી ગઈ; અને પોતાનો દુખી ...ડા તે પેદાના કરનારને અરપણ કીધો.

"તેણીના ઘરમાં, ડાક્ટર રૂસતમજી તથા તેમના ધણીઆંની શીવાય, બીજું કોઈ નહીં હતું. તેણી બેવારસ મરી ગઈ હતી તેથી, દેશમાં ચાલતા ધારા પ્રમાણે, તેણીની સઘળી મીલકત સરકાર સ્વાધીન થવી જોઈએ. સરકારની પરવાંનગી વગર તેણીને આરામ પોહચાડવાનો ખરચ, તેણીની ગમે એટલી દોલત છતાં, કરવાનો અથવા તેમાંથી ... ઉડાવવાનો હક કોઈને પણ નહીં હતો.

"એવા ધારાને લીધે, ડાક્ટર રૂસતમજીએ સરકારી અધીકારીઓને ખબર કીધી, ... શેહેરનો મામલતદાર બંદોબસ્ત કરવાને તે જગો ઉપર આવી પોહોંચો.

"તેણીની સઘળી મીલકત ઉપર સરકારની જાપતી બેસાવી જોઈએ તેથી, સઘળી મીલકતની ગણતરી અને નોંધ કરવી જોઈએ; પણ સઘળાથી પહેલાં તે મામલતદારે કહ્યું કે, તેણીએ કોઈના નામનું વીલ કીધુંછે, અને તે ઉપર મારી અને સુનાબાઈની સાક્ષી લીધી છે. આ ઉપરથી તેણે પ્રથમ તે વીલની સોધ કીધી, એવા હેતુથી કે, જો વીલ નીકળેતો સઘળી ગણતરી અને નોંધ કરવાની મેહેનત બચી જાય.

"પ્રથમમાં તેણીની તીજોરી તપાસવામાં આવી, અને બીજા દસતાવેજોના બંડલમાંથી મુદાનું વીલ નીકળ્યું.

"મામલતદારે તે વીલ સરવની સમક્ષ ખરૂં શરવું જાહેર કીધું, અને તેણીની સઘળી મીલકત ડાક્ટર રૂસતમજી તથા તેમના ધણીઆંની સુનાબાઈના હવાલા તથા અખત્યારનીછે એવું ઠરાવ, તેની નોંધ લઈ, તે ત્યાંથી ચાલી ગયો.

"નવરોજના દીવસે આતશબેહેરામમાં જે બનાવ બન્યો હતો તે ઉપરથી લોકોની ઇંતેજારી કેવી ઊસકેરાઈ હતી તે વાશે મેં તમોને જણાવ્યુંજ કહયુંછે. નવરોજ પછી વચમાં બે દીવસ ગયા અને પાછો આ બનાવ બન્યો, એટલે લોકોની ઇંતેજારીનુંતો પુછવુંજ શું? સઘળી જરથોસ્તી કોમે, તેણીની મરણક્રીયામાં ભાગ લીધો અને તેણીની જીંદગીનો જે હેવાલ પ્રસીધ થઈ ચુકયો હતો તેમાં પાછલા સફો ઉમેરીને એક સંપુરણ હેવાલ તુરત બાહાર પાડવામાં આવ્યો. પ્રથમની માફક ડાક્ટર રૂસતમજીએ બાકીનો હેવાલ તુરત લખી નાખ્યો, અને તેજ છાપખાનાવાળા ઉપર મોકલી આપયો. તેણીના પ્રથમનાં હેવાલનાં બીબાંની તખતી હજુતો તે છાપખાનામાં સલામત હતી તેથી તુરત તેને તેજ દીવસે તેણીના હેવાલની બીજી આવ્રતી બાહાર પાડવાને બની શકયું હતું.

. હમણાં ને હમણાં સરૂ કરવો જોઈએ."

..કનો સુમાર થયોછે, અને સવારે જલદી ઉઠાશે નહીં.
.. બધાં ઉઠશું, પણ તમે વાત ચલાવો.' સઘળાં છોકરાં

..કદમ બધા દહાડાનુ સામટું એકે દહાડે સઘળું ખવાય નહી
.. સવારના છ વાગે પણ પુરી થઈ રહેશે નહીં. અને અધુરી વા-
..ના નથી. હું તમોને વચન આપુંછું કે આવતી પપેતીને દીવસે જરૂર

..તી પંપતી! બધું આખું એક વરસ પુરૂં થયા પછી, ના. એમ નહીં,

ખોરદાદશાલની રાતના,—મોટાબાવા રૂસતમજી, પોતાના હાથમાંથી ન્યુસ
.. આવ્યા, અને સઘળાં છોકરાંઓને સમજાવીને ખસેડી મોટાંઆએને
..ડ્યાં, અને બોલ્યાં:—
..રદાદશાલ સુધી મુલતવી. સઘળાં છોકરાં ઉઠીને ચુપચુપ પોત પોતાના
..ડી ગયાં.



સુરત "ખોદાબક્ષ" પ્રેસ. એમ. જે. પોસ્ટવાલા નાણાવટ.